# ધુમલીના મહારાણા.

## હલામણ ને સતી સોનનું

નાટક પંચાંકી

---

શેઠ ચત્રભુજ દેવકરણના આશ્રયતળે.

રચિને પ્રસિદ્ધ કરનાર.
પોરબંદરના રહીશ.
ડ. કહાનજી વી. માધવજી રત્નગ્રાહી.

આવૃતી ૧ લી

---

અમદાવાદ.

પાનકોરને નાકે ઘાંચીની વાડીમાં
એંગ્લો વર્નાકયુલર પ્રીંટીંગ પ્રેસમાં
નથુભાઇ રતનચંદ મારફતીયાએ છાપ્યું.

---

સંવત ૧૯૪૮ સને ૧૮૯૨

કિંમત છ આના

---

# નોટીશ.

આ પુસ્તક ખરીદનાર સાહેબોને ખસુસ ખબર આપવામાં આવે છે કે તેઓએ મારી હસ્તલેખન સહી આ નીચે બતાવેલ જગોમાં કરેલી હોય તેજ લેવું; ને સિવાય કોઈ પાસે માલુમ પડશે તો તેઓએ ચોરીથી મેળવ્યું એમ ગણી શકાશે. માટે પ્રથમજ સહી તપાસી લેવું.


મુ. પોરબંદર
ઠે. વકીલ વશનજી વી.
હીરજીની ઓફીસ.


નં.
સાહેબ આ પુસ્તક તમોને મેં આપેલું છે.
સહી.

રત્નશાહી.

# શ્રી.

# अर्पण पत्रीका.

નેકનામદાર પાટવી કુમારશ્રી.

ભાવસિંહજી બહાદુર.

વિજ્ઞપ્તિ કે:— એકત્રીસા સવૈયા.

સદગુણથી શોભાળા દીસો, કાર્ય સહુ હીતના કરનાર,
ગરીબ જનો તણું દુઃખ લઈ મન, દયા ઘણી દીલમાં ધરનાર;
ઉદારતા ગંભીરતા સાથે, શોભા કુળ મોટે દરબાર,
અતી હર્ષે આ નાટક નૌતમ, અર્પુછું કરશો સ્વીકાર.
પ્રૌઢ પ્રતાપી થયા જેહના. શૂરા પૂરા જે યુદ્ધ માંહ્ય,
સૌરાષ્ટે અદ્યાપી સૂધી. કીર્તિ રહી છે દુહે*ગવાઈ;
કીર્તિવાળા થયા ગયા સહુ, નાશ કરીને આ સંસાર,
અતી હર્ષે આ નાટક નૌતમ, અર્પુછું કરશો સ્વીકાર.
તે માંહેથી હાલામણને, સોનસતીનુ પ્રીતીવત,
યથાશક્તિથી ચરિત્ર રચીયું, દંપતી પ્રેમ તણું અતિઅંત.
સતી વીપતી ઘણી સહીપણ, પતીને નવ પામી હાર,
અતીહર્ષે આ નાટક નૌતમ, અર્પુછું કરો સ્વીકાર.

વિ૦ સેવક.

તા૦ ૧–૫–૯૨. કહાનજી વિ. માધવજી રત્નગ્રાહી.

ગ્રંથકર્તા.

*સોરઠામાં.

## પ્રસ્તાવના.

---

"મેહજેઠવા" નું ઐતિહાસિક નૉવલ બનાવ્યા પછી મારા કેટલાક મિત્રોએ મને આ (હાલામણ જેઠવાનું) પુસ્તક નાટક રૂપમાં બનાવવા કહ્યું. મેં તેની વાત કાઠિયાવાડ સર્વ સંગ્રહમાં જોઈ તો, ઘણી રસીલી લાગી. જેથી મારી મનોવૃત્તી પણ તે બનાવવાપર ખેંચાઇ પછી તેમના દુહાઓ મેળવવાનો પ્રયત્ન કરવા લાગ્યો, મનમાનતા દુહાઓ મળ્યા બાદ તેમનો ભાવાર્થ લઇ પુસ્તક તૈયાર કર્યું.

મારા પરમસ્નેહી મિત્ર દામોદર ભાવાન અને દેવચંદ વદ્રાવને ગ્રાહકો કરવામાં જે મદદ આપી છે તેનો તથા આ પુસ્તકમાં જે જે સાહેબોએ ગ્રાહક થઈ મદદ આપી છે તેમનો આ પ્રસંગે અંતઃકરણથી મોટો આભાર માનું છું.

ગ્રંથકર્ત્તા.



# હાલામણ જેઠવો.

અને.

# સતી સોનનું.

## નાટક પંચાંકી.



### પાત્રજન.

સોન......................બાળંબાનારાજા રાજસિંહ. પરમારની પુત્રી.

સુલેખા......................તેગની દાસી.

રાણી......................રાજસિંહની સ્રી.

ભુપત......................તેગનો દસોંદી બારોટ.

શિયોજી......................ધુમલીનો રાજા.

હાલામણ......................તેમનો પુત્ર.

ચંદ્રસિંહ......................તેગનો ભાયાત.

રાજબા......................ચંદ્રસિહની પુત્રી.

કેશા......................શિયાની દાસી.

ચંપા......................સોનની દાસી.

ફુઇબા......................હાલામણની ફુઈ.

એ સિવાય—રબારી, ગહેર, બારોટ, ચોબદાર, જાળી, સાથી, પ્રધાનજી યોગી વગેરે.

# घुमलीना राणा हलामण.

અને

# સતિ સોનનું

## નાટક પંચાંકી.

## મંગળાચરણ.

સર્વ પાત્રો— . રાગ.

( જેના ચીરમત માંહે જેવું હોએ તેવી સુઝે રીત એ રાહ. )

તુ સૃજનારા પાલન હારો, સંહારનારો પણ છે તું;
તુ સુખ કરતા, તું દુઃખહરતા, ભર્તા સર્વ તણો છે તું.
ગગણુ, આરૂણને અનિલ ઉડગણુ, ના સૃજનારા મોટા દેવ.
આદ્ય નિરંજન, કર મન રંજન, દુઃખ નિકંદન કરતાં સેવ.
દુઃખો પ્રભુ હરો, સુખ સાંન્તી બહુ કરો;
વિજયથી ફરો, ભારત વાસીઓ.
કૃપાળુ નાથ હે, મમ અરજ ઊરસે;
આ કૃત્યે સહાય દે, એજ આશ પૂરી કરવું. તુ સૃજ૦



# अंक १ लो.

## પ્રવેશ ૧ લો.

સ્થળ—બાળંબામાં સોનનું ઉપવન.

**પાત્ર—સોન અને સુલેખા.**

( ગાતી ગાતી પ્રવેશ કરે છે )

**રાગ રાસડો.**

જુઓ આશોપલ્લવના વૃક્ષ, કદમ અતિ રમ્યરે;
જોઇ કદળી વિંટાએલ વેલ, ગમે નહીં અન્યરે.
મંદ મંદ અનિલથી દ્રુમ, નમીને લેહેકરે;
કેતકી જાઇ જુઈ ગુલાબ, પ્રફુલ્લિ બેહેકેરે.
તેપર કરેછે ઘોર ગુંજાર, અલિ બહુ ભાતેરે:
દિશે જાણે જોશીતાને, કાન્ત મનાવતો વાતેરે.
અરવિંદ સરોવર માંહ્ય, અનિક સલિલેરે;
તેપર પડતો અર્કનો પ્રકાશ, ભદી જેવો ખીલેર.

**સોન**—સુખેલા! આ રમ્ય બાગ જોઇ કોનું મન ખુશ ન થાય? અહા! આ ભીન્ન ભીન્ન વૃક્ષોની સૌંદર્યતા અને કુસુમના છોડોતો જો !

**સુલેખા**—સખી સર્વ રીતે બાગની સૌંદર્યતા, દિલને ખુશ કરે તેવી છે.

**સોન**—પણ સખી ! સૃષ્ટી કર્ત્તા વિરંચીએ આ ગુલાબ જેવા ફુલને કાંટાના ઝાડમાં કેમ ઉત્પન્ન કર્યું હશે? અહાહા! શી એની કોમળતા એને કાંટાનું ઝાડ જોઈએ?

**સુલેખા**—બાઈ મોટાની મોટી ભુલ હોય.

**સોન**—ત્યારે તો તે ઠપકા પાત્ર કે નહીં?

**સુલેખા**—હાજતો એક કવિએ પણ કહેલું છે કે:-

કયા કહું કીરતારકું, જામે એસી ભૂલ;

કંટક ઝાડ ગુલાબકો, તાકો ઐસા ફુલ.

( એમ કહી હસે છે. )

**સોન**—( સુલેખાને હસતી જોઇ. ) કેમ! આટલું બધું હાસ્ય આવે છે?

**સુલેખા**—કાંઇ નહી બા.

**સોન**—નહી તેનું કંઇ પણ ઉંડું કારણ લાગે છે. સખી મારા સોગન દઇને કહું છું માટે યથાર્થ હોય તે કહે.

**સુલેખા**—બાઈ સાહેબ એ કહેવાથી આપને માઠું લાગશે.

**સોન**—ગમે તેવું હશે તોપણ તારીપર ગુસ્સે નહીંજ થાઉં.

**સુલેખા**—બાઇ સાહેબ જેવી રીતે એ ગુલાબ જેવું ફુલ કાંટાનાં ઝાડમાં છે, તેવી રીતે આપ ( એમ કહી અટકે છે. )

**સોન**—વળી અટકી કેમ?

**સુલેખા**—આ તે કહેતા ક્ષોભિત થાઉં છું.

**સોન**—નહી નહી સખી જલદી કહે.

**સુલેખા**—આપ આવા સૌંદર્ય સર્વગુણ સંપન્ન અને વિદ્યાથી નિપૂણ ગુલાબને, મુર્ખ પતી રૂપી કાંટાનું ઝાડ મળી આવે તો?

**સોન**—તારૂં કહેવુ બરોબર છે સખી તેટલાજ માટે તો.—

**રાગ આઠ.**

કુંવારી રહીશું હો સખીરે, દીલમાં કરી વિચાર;
આવી ચોટે ક્યાંક કર્મમાંરે, મુર્ખનો સરદાર. ટેક.
શોયં હીણુ કે વિદ્યા વિણુરે, વિનય નહીં જરાય;
વણ તપાસ્યે એથી એની, બાવઠ બાગ્યે ભરાયરે. દીલ૦
ક્ષત્રી કેરા અંકુરોરે, નહીં લગારે ઊર;
પરણી એવા કંથને શું, માથે ઘાલવી ધુળરે. દીલ૦
યુદ્ધ શૂરો ગુણે પુરોરે, ખામી નહીં લગાર;
શોધી એવા કંથને એની, તેશું જોડીશ પ્યાર રે. દીલ૦

વળી મહારા માબાપ મારા વિવાહ માટે હરવખત સલાહ લેવા આવે છે, તેને તેટલાજ કારણથી ના કહું છું. જે મહારા યોગ્ય કોઈ ક્ષત્રીવીર મળશે, ત્યારે તેની પરીક્ષા કરી પાણી ગ્રહણ કરીશ.

**સુલેખા**—કદી પીતાજી પૂછ્યા સિવાય વેવિશાળ કરે, અને તે મુર્ખ નીવડે તો?

**સોન**—તેવા શું?

**સુલેખા**—તો પછી સેહેજે કબુલ કરવું પડે.

**સોન**—તેમતો સમજવુંજ નહીં.

**રાગ દક્ષણી લાવણી.**

ગ્રહણ નવ કરૂં, મુરખ કાન્ત એવોરે. ટેક.
વપુ તણાય, કડકા થાય, પ્રાણ જાય;
સુખ હરાય, અંતે પ્રાણ દેવોરે. ગ્રહણ૦
યોગ્ય વિરકો, મળશે મને જયારેરે;

નહીં નકાર, કરીશ ધાર, પ્રાણાધાર;
જીવનહાર, ગ્રહણ કરી લેવો રે. ગ્રહણ૦

સુલેખા—સફળ સહુ થશે, કાર્યો સખી તારાંરે,
શૂર વચન, ટેક તન, જોઇ મન;
કહું ધન્ય, ધન્ય બાઇ મારાંરે. સફળ૦
મન ધાર્યું સહુ, કરશે પ્રભુ તારૂં રે,
મળશે ધીર, શુરવીર, રાખ ધીર;
નહીં દીલગીર, જુઠ વાકયો મારાંરે. સફળ૦

પણ એવો સર્વગુણ સપન પતી કેવી રીતે મેળવશો?

**સોન**—સખી એક દુહાનું અર્ધું પદ શમસ્યા દાખલ તમામ રાજ્યોમાં ફેરવવા ગોઠવીશ તેજે સમજીને પૂરૂ કરશે તેની સાથે પાણીગ્રહણ કરીશ.

**સુલેખા**—વાહ! વાહ! એ વીચાર ઘણો પસંદ કરવા લાયક છે.

**સોન**—વખત ઘણો ગયો છે અને શીવપૂજનનો વખત પણ થયો છે, તેથી સુગંધી પૂષ્પો લઇ ચાલો તે કામમાં પ્રવૃત થઇએ.

**સુલેખા**—બહુ સારૂ બાઈ ચાલો.

(જાય છે)

## પ્રવેશ ૨ જો.

**સ્થળ**—બાળબાનું અંતઃપુર.

**પાત્ર**—રાણી, ચંપા, પાછળથી સોન અને રાજસિંહ.

**રાણી**—ચંપા તને સોનને તેડવા મોકલી હતી, તે

તેણે શું કહ્યું?

**ચંપા**—બાઇ સાહેબા હું ગઇ તે વખતે તે શિવાલયમાં પુજન માટે બેઠેલા હતા, જેથી જરા વાર રહીને આવું છું એમ કહ્યું.

**રાણી**—આજ કાલ એનું ચીત્ત શિવપૂજનમાં બહુ રહે છે.

**ચંપા**—હા બાઈ સાહેબ.

**સોન**—(પ્રવેશ કરીને) માતુશ્રી વંદન કરૂં છું. કેમ શા માટે તેડાવી?

**રાણી**—બેસ બેન (બેઠા બાદ) પુત્રી તારી ઉમર હવે મોટી થઈ, તુંને તારા વિવાહ બાબત જ્યારે જ્યારે કહીએ છીએ, ત્યારે ત્યારે; ના કહેછે તેનું શુ કારણ? તુ જાણેછે કે કુમારીકાવ્રત પાળવું મહા મુશ્કેલછે! ડગલે ડગલે વિચાર કરીને ન ચાલે તો દોષિત ઠરે. ઝટવારમાં કલકિત થાય માટે વિચાર કરી હા કહે એટલે તારા યોગ્ય કોઇ ઊંચુ કુળ શોધી વિવાહ કરીએ.

**સોન**— રાગ

(મેના સતીમાતા નીર ભર્યાંરે થારા નેનમે—એ ઢળ)

સુણો માત હમારી, મન વધતુંરે નથી એ વાતમાં.
જુઓ કુળ મોટું તેમાં શું, ન જુઓ જેહનું કામ; (૨)
જેહથી આખો ભવ કાઢવો, હારવુ જીવિત તમામરે. સુણો૦
વવિશાળીયા કાંઈ ન પ્રીછે, નવ કરે વિચાર; (૨)
દુખણી થાએ પરણનારી, જેને ચલાવવો સંસારરે. સુણો૦

મનગમતો મનમોહન મળશે, ત્યારે જોડીશ પ્યાર; (૨)
પણ બગાડું નહીં ભવ મારો, શોધી મુરખ ભરથારરે. સુણો૦

**રાણી—** **રાગ-પીલુ બરવો.**

કેમ કરેછે આ દુષ્ટ વિચારો, વચન શુણી મુજ ફુટે અંગારો; ટેક
રંગીલ ધાન ગદિલા કે'વાએ, આવે કલંક તો નાક કપાએ. કેમ.
સારી નઠારી વાત તમારી, થાયતો લજ્જા જાય અમારી. કેમ.
માટે વચન મમ માનતું બાઇ; કેમ તું થાયછેરે દુઃખદાઈ. કેમ.

**સોન**—ત્યારે તમે જે ભરથાર કરી દીયો તે મારે કબુલ કરવું કે? પછી તે અમુથ નીવડેતો? માટે માતુશ્રી વિચાર કરો, દેખી પાણીને શુ કુવામાં પડુ?

**રાણી**—(ક્રોધીતથઇ) કાંઇ સમજતી નથી.

**રાગ**

(ચીક ખીચી ખુંચી શી આ નઠારી—એ રાહ).

શુંરે દીવાની દીવાની અરે થઇ. (૨)
કશુ અકલવિનાની, અરે શરમવિનાની,
તારી થઇછે જુવાની, છોડ છોડરે હેવાની;
વેણુ મા'રૂં તું લે માની, શું તું ફેરવેછે પાણી;
ક્ષત્રી જાત લે વિચારી. શુંરે.

શું તારીપર મારે દ્વેષછે કે તુને મુરખ સાથે પાણી ગ્રહણ કરાવીએ? આતો તારી ઉમર મોટી થઈછે, માટે જો હવે તારો વિવાહ ન કરીએતો શેહેરના લોકો શું કહેશે? વળી ક્ષત્રીની રીતી મહા વિકટછે, જો કંઈ કલંક આવેતો મરૂમાર કુળને અને બાળંમાતા રાજદરબારને લાંછન લાગે;

માટે મારૂં વચન માન્ય કર.

**સોન** રાગ.

(પીતા શી કહોછો વાત—એ ઢબ)

આમ શું વદોછો માત (૨), કદુ શીદ સુણાવો વાત.
દેખા દિશ કેમ પ્રાસન થાએ, આપ વિચાર કરો દિલમાહે
તેહથી જીવની હાની થાએ. (૨) શું વદોછો.
નરનારીને વણ તપાસ્ય, બસ પ્રાણ આજ જાગે,
ભવ બગાડું નહી જરાયે. (૨) શું વદોછો.

માતુશ્રી આપ કહોછો તે સત્યછે પરંતુ મારૂં મન રૂપ ને મોટું કુળ જોઈ કરવાનો નથી પણ કોઈ ચતુર રાજપુત્ર શોધી કરવાનોછે.

**રાણી**—તે કેવી રીતે શોધશો? અને તેનું ચાતુર્ય કેમ જાણવામાં આવશે?

**સોન**—તેને માટે મેં એક અરધા દુહાની શમસ્યા કરી છે.

**રાણી**—તેનું શું કરવું?

**સોન**—તે જે રાજપુત્ર સમજીને પુરીકરે તેને દેહાર્પણ કરીશ.

નેપથ્યમાં—નિગાહ રખીયે મેહેરબાન.

**ચંપા**—બાઈ સાહેબ મહારાજા પધારે છે

**રાજસિંહ**—(પ્રવેશકરીને) કેમ પ્રીયા શું વિચારમાં પડયા છો?

**રાણી**—પ્રાણનાથ સોનની ઉમર મોટી થઈ માટે તેના

વિવાહ ગાટે સમજાવુંછું.

**રાજસિંહ**—તેનો શું વિચારછે?

**રાણી**—તેણે એક આરથા દુહામાં શગગ્યા કરીછે. તે જે રાજપુત્ર સમજીને પુરી કરે તેની સાથે પાણીગ્રહણ કરવા કહેછે.

**રાજ૦**—તેમાં સુ ખોટુંછે? એ વિચાર ઘણો સારોછે.

**રાણી**—ત્યારે તમામ રાજવંશીને તે બાબત ખબર કેવી રીતે કરવી?

**રાજ૦**—આપણા દસોંદી બારોટને ગુજરાત અને કાઠીઆવાડના તમામ રાજ્યમાં મોકલી તે શગસ્યાથી જાણીતા કરવા.

**રાણી**—ત્યારે હવે તે કાગમા ઢીલ ન કરવી જોઇએ.

**ચંપા**—બાઈ સાહેબ ભોજનનો વખત થઇ ગયોછે.

**રાણી**—પ્રાણનાથ ચાલો પાકશાળામાં જઈ ભોજન કરીએ,

(સર્વ જાયછે).

## પ્રવેશ ૩ જો.

**સ્થળ**—બીલેશ્વર.

**પાત્ર**—બાવો, મેઘો રાયકો, મેહેર, પછીથી બારોટ.

**બાવો**—મધ્યાનકા બખત હો ગયા, લેકીન સધ્યા ધ્યાન અરૂ પાઠ પુજા ગાંજા ઓર બાંગકે રગડેમેં ચુક ગયા. કૈશી બાતા સાલે રબારા ઓર મેહેર મુઝેકો એહી બાતોમેં પીસાતાહૈ. (રબારી અને મેહેરને)ચલ સાલે ઉઠ જાઓ ઈશ્વરશે.

**મહેર**—ગરૂમારાજ હવે એમાંતે કાંઉ ચાકરો થામ. નમસતો અમારી માથે, ને બડાઇનો ગામના બાપની! કાંઈ મેગ્રારાનકા હા સુ બોદુ?

**મેઘારાયકો**—ઇનો હાસુ.

**બાવો**—ગુરાનકી લંડી વૈસા મગરૂરી રખતાહે? નમાને વાલે તો ગુરૂદતાત્રી ઔર એ શકર હે. તેરેમે ઓર મેરેસે ક્યા હોતા હે હ: દેખો બડે નીભાનેવાલે સાલે! ચલે જાઓ ઈશ્વરસે.

**મહેર-રબારી** } (ઊઠીને) રાગ-

( પોઢો ભાવધરી (૨) એ રાહ)

બોલ વિસાર કરી. બોલ વિસાર કરી;
આ ઝુંપડીને જગા, ભર સૌંધમેં તેરી. ટેક.

**મહેર**—કહારનો તું સાલે સાલે, અમાણે કરસ:
**મેગ્રા**— આલકા કેરો ગાર ખાઈ, કાંઈ વગર મોતે મરસ. બોલ.
**મહેર**- બાવલીઆ મસ્તાન, તેરા લંબે લંબે કાન;
તેરી મા પકાવે ધાન, તેરા બાપ મહલમાન. બોલ.
**મેઘો**— માતાઈના હમ ખાઈ, હાસુ કરૂસુ આઝ;
આ બાવલીઓ અવશ્ બોલહે, તો લઠાનુંસે કાઝ. બોલ.
**બાવો**—ગુરાનકી લંડી અબ, દીલમે કરો બીચાર;
નહીંતર એ ચીપીઆસેં, પહોંચાડું જમદ્વાર.

**મેઘા મહેર** } બોલ વિચાર કરી. (૨)

મહેર—ભાગો ગેધા ભાગો હવે, બાવો આ આંઈ;
મેઘો—હાયરે બાવો, ઓયરે બાવો, મરરે સીપીયા ખાઈ. બોલ.

( એમ કરી ભાગી જાય છે. )

બાવો—સાલેને કૈસા તોફાન મચાયા ચલ અબ સ્નાન કરકે સંકરકી પૂજા કર લઊં.

બારોટ—( પ્રવેશ કરીને. ) બાવાજી નમો નારાણ.

બાવો—નારાન બચ્ચા નારાન. કહાંસે આતે હો ઔર કહા રહેતે હો?

બારોટ—ગુરૂ મહારાજ મે માણામોરા અને બાળમાના ઠાકોર રાજસિંહજી પરમારકા દસોંદી ભાટ હું ઉસકી દેવતાકી દેવાંગના તુલ્ય રૂપવંતી પુત્રી સોનકા સગપણ બાસ્તે ગુજરાત ઓર કાઠીયાવાડ ફીરે લેકીન સોન જેસા વર નહીં મીલા.

બાવો—હ: કૈસી બાત સબી કાઠીઆડ બીન છત્રી બહી!

બારોટ—ક્ષત્રી તો બોહોત હે.

બાવો—મગર રૂપ નહીં હે કે ગુન નહીં હે?

બારોટ—રૂપમેં તો ચંદા જેસા બહોત ક્ષત્રી પુત્ર હે મગર સોનને એક આધા દુહા બનાયા હે સો પુરા કરે ઉસકી સાથ સાદી કરને વાલી હે પરંતુ જહાં જહાં જાતા હું તહાં કોઊ પુરા નહીં કર શકતા હે.

બાવો—તુમને સબ દેશકે રાજપુત્ર દેખા હોયગા લેકીન હમેરા શીમાજીકા પાટવી પુત્ર હાલામનકું નહીં દી-

ખા હોવગા વો સબ બાતો મેં પુરન હે કયા હાલાગન-
કી તારીફ કરૂં, મેરી એક છોટીસી જીબ્હાસે કહેને નહીં
જાતી. ઉસકા ગુન ઓર રૂપકી તારીફ કર કરકે શેષજી
થક જાવે વૈસાહે.

બારોટ—એસા? તબતો સંધ્યા ધ્યાન કરકે ફિદા
જાઉ.

બાવો—હાં! ઉતાર કપડે ઓર ભોલગંગામે કરલે
સ્નાન ( બારોટ કપડાં ઉતારી ન હાયાવી સંકરની પુજા
કરે છે. ) ( બાવોજી હાથમાં ટોકરી અને ધુપધાણું લઇ
પુજા કરી સગાધી ચડાવે છે. )

બારોટ—ૐ હરહર હર મહાદેવ.

## મહીદીપ છંદ.

જય જય જય ભોલનાથ, કર કૃપા સુરારી;
જય જય શીવ કર હમેશ, અઘ સહુ વિદારી. જય જય
સનમુખ બિલ ગંગ વ્હેત, નાહયે નરનારી;
લોહ ચુંબક જેમ અંગ, પાપ ચુસનારી. જય જય.
હર હર હર મહાદેવ, વીજીયા વિહારી;
કર કર કર કર કૃપાળુ, કાર્ય સુફલ કારી. જય જય
બાવો-અંગપે પતંગ રંગ, ભબુતકે ગોલા;
વીજીયા કે આધિન ભઈ, બાત વ્હોત ઝોલા. જય જય
બારોટ-ૐ હર હરોમ હરહર, શીવ સુખ કારી;
દાસ પ્રભુત પાળવાળ, પંથકૂ બિહારી. જય જય

### શિખરિણી છંદ.

અહો બંબં ભોલા, સ્મરણ કરતો સ્નેહથિ કહું;
લહ્યો છોરૂં જાણી. અમજ સઘળાથી દઢ થવું.
તમો દાતા ધાતા, જગત કરતા સાધક ખરા;
નમું છું હે તાતા, નવ ચરણ કંઠે વિષ ધરા.

હર હર મહાદેવ ( એમ કહી નમન કરે છે. ) ગુરૂ મહારાજ અબ ચલતા હું.

બાવો—નહીં નહીં બેટા રસોઈ કર રોટી ખાકે જાના.

( બંને જાય છે. )

### અંક પહેલો સમાપ્ત.

---

# अंक २ जो.

## પ્રવેશ ૧ લો.

### સ્થળ—ઘુમલી રાજ્ય કચેરી.

પાત્ર—સીયોજી, હાલામણ, પ્રધાનજી, ચોબદાર, અને પાછળથી બારોટ.

ચોબદાર—ગૌબ્રાહ્મણ પ્રતીપાળ ઘુમલપતી મહારાણા સિયાજીકી સ્વારી આતીહે, ખડી તાજીમ, નજર રખો મહેરબાન ( સીયોજી સિંહાસનપર બેસે છે તે વખતે સભામાં આવનાર સલામ લેછે. )

પાટવી કુમાર શ્રી હાલામણજી સલામપે નીગા હર-

ખીએ મહેરબાન.

અદલ ન્યાયી રાજ્ય ભક્ત આપકા પ્રધાનજીકી સ-લામપે નીગા હરખીયે મહેરબાન.

**સીધો**—પ્રધાનજી, કુમારશ્રી હાલામણુનો વિદ્યાભ્યાસ સંપૂર્ણ થયો, ત્યાર પછી રાજ્યનું કામ શિખવવા મેં તમ-ને સોંપેલ છે, તો તેમાં તેનું ધ્યાન પડે છે કે કેમ? તે સ-વિસ્તર કહી સંભળાવો.

**પ્રધાનજી**—મહારાજા ધિરાજ કુમાર શ્રી હાલામ-ણુનો વિદ્યાભ્યાસ આખા કાઠિઆવાડમાં સર્વોતમ ગણાય છે, અને રાજ્યનું પણ ઘણું ખરૂં કામ કરવા માહેતગાર થયા છે આથી સિદ્ધ થાય છે કે હજુ તેની આટલી અ-વસ્થામાં સર્વ બાબતોમાં નીપૂણ છે તો આગળ જતા તે મહા પરાક્રમી અને પ્રતાપી થશે.

**સીધો**—હાલામણુ !

**હાલામણુ**—( ઉભો થઈ ] પીતુશ્રી શી આજ્ઞા છે?

**સીધો**—જો કે મહારી વૃદ્ધા વસ્થા છે તો હવે તા-રે તમામ બાબતોથી જાણીતા થવું. મહારૂં દીલ હવે રા-જ્ય ચલાવવાપર થોડું રહે છે. હવે બધો રાજ્ય કાર્યભાર તારે ચલાવવાનો છે, માટે બરોબર તેપર ધ્યાન રાખવુ; અને પ્રજા જેમ સુખી થાય તેવાં કાર્યોમાં મચ્યા રેહેવું.

**હાલામણુ**—જેવી પીતુશ્રીની આજ્ઞા.

**ચોબ**—( પ્રવેશ કરીને ) મહારાજા ધિરાજ બાહેર કોઈ ભાટ આવેલ છે. જો હજુરનો હુકમ હોય તો અં દ-

૨ દાખલ કર્ે.

સીયો—ખુશીથી આવવા દીઓ.

ચોબ—બહુ સારૂં. [ જાય છે ]

બારોટ—( પ્રવેશ કરીને ] ભલે બાપ હનુમાન વં-
શી રાણાજી ભલે.

મનહર છંદ

( કવિત )

અયોધ્યા પતી શ્રીરામ, વાકા દુત હનુમાન;
અંશી ખરે વંશીતાકા, ભૂપ મન ભાવ્યો હે.
મોરધ્વજ તામરને, ધ્વજનીલ થયો પછી;
જાંબુધ્વજ હંસધ્વજ, કાવ્યે ગવાયો હે.
અરક સંગ્રામ અને, ઈંદ્રજીત આદી હુવા;
તાકા સુત સીલજીને, ધ્રુમલી વસાયો હે.
આપ તણા પીતામહે, વાઘેલાથી યુદ્ધ કરી;
કોતાળ રાણાનો બલ, બાહુથી છીનાયો હે.
કહે તહે ભુપત ભાટ, શુણો શીઆજી રાણે,
દેખ રૂવાબતરો, દિલનો હરાયયોહે.

સીયો—બારોટજી કયાંથી આવો છો?

બારો—મહારાજા હું ગુજરાત અને કાઠિઆવાડના
રજવાડા ફરતો ફરતો અહીં આવ્યો છું. હું ઘણા દર-
બાર ફર્યો, પણ કયાંઈ ધ્રુમલીનો દરબાર અને ધ્રુમલીના
જેવો દબદબા ભરેલો દેખાવ મારા જોવામાં નથી આવ્યો.
અને ધારૂં છું કે અહીં મારૂં કામ સફળજ થશે. બાઈ

બાઈ, જેવા ઘુમલીનો રમ્યગઢ તેવોજ રાણો સીયો.

સીયો—તમારી શી અભિલાશા છે?

બારો—મહારાજા ધિરાજ હું માણુમોરા અને બાળભાના ઠાકોર રાજસિંહજી પરમારની સોન નામની ગ-હા તેજોમણી પુત્રીનું સગપણ કરવા માટે નિકળ્યો છું.

સીયો—પછી?

બારો—પણ કોઈ ઘાટ બેઠો નહીં.

સીયો—ત્યારે શું તે કદરૂપી યા મૂર્ખ છે? તમે આટલા દેશો ફર્યા પરંતુ કોઈ રાજાએ તેને ગ્રહણ કરી નહીં તેનું શું કારણ?

બારો—અરે રૂપમાંતો દેવાંગના તેની દાસી થઈ રહે એવી છે. તેનું સૌંદર્ય સાંભળી મોટા મોટા પરણવા તલપી રહ્યા છે પણ કોઈને તે પસંદ કરતી નથી સાંભળો તેનું વર્ણન.

### કવિત.

અણિઆરાં નેત્ર સારાં, ભમર ભ્રમર કાળા;
સુરને સંહારનારાં, ઘાણુ ફટકાણા છે.
શરીરનો ઘાટ એનો, ચોટલાનો ઠાઠ દેખી;
શેષ વેષ ગુપ્ત કરી, ભૂમીએ દટાણા છે.
કટી જોઈ હાઇ કહી, લજ્યા મન માંહી લહી;
વનવાટ સાહી સાહી, સિંહો સટકાણા છે.
મોટા મોટા ગજરાજ, તારૂણીની જોઇ ચાલ.
ક્ષોભ મન પામી પામી, ધુળે ઝટકાણા છે.

મહોલાનું મુખ જોઈ, મોટા મોટા મૃત્યુ .પામી;
વડવાઈ રૂપ લઈ, વડે લટકાણા છે.

**સીયો**—(સ્વગત ] આહાહા ! ! ત્યારે તે તો આ- પણાજ લાયક (પ્રકાશ ) તે શા કારણથી કોઇને પસંદ ન- થી કરતી?

**બારો**—તેણે એક અરધો સોરઠો ( દુહો. ) બના- વ્યો છે, તે સમજીને પુરો કરે તેની સાથે પાણી ગ્રહણ કરે, એવી તેણે પ્રતિજ્ઞા લીધી છે.

**સીયો**—અહો એમાં તે શું? બોલો જોઇએ ઝટ પુરો કરૂં સટ.

**બારો**—સાંભળો ત્યારે.

સોરઠો.

ધણુવણુ ઘડયાં, એરણને આભડયાં નહીં:

( આ સોરઠો સાંભળી પોતાથી નહીં પુરો થઈ શકે એમ જાણી નીચું જોઈ બેઠા. )

**લુાસા**—( સ્વગત ) અહા કેવી વાત ! પિતુશ્રીની વૃ- દ્ધા વસ્થા છે, તોપણ હજુ પરણવાનો ઉમળકો આવે છે! હજી થોડાજ વખત પેહેલાં કેવી કેવી વાતો કરતા હતા, અને હમણા કેવા લુભ્ધાઈ ગયા ! તે તો ઠીકજ એમ જે- વું એ જે સમસ્યા પુરી કરવા મોટા ડોળથી ઉઠયા, પરં- તુ આવી નિર્માલ્ય સમસ્યા પુરી કરી શકયા નહીં અને નીચું માથું ઘાલવું પડયું. તો આપણા દરબારની અને જેઠવા કુળની લાજ માટે હુંજ પુરો કરૂં [ પ્રકાશ ] બા-

શેટજી શગસ્યાતો બહુ ગહન કહી? ઠીક છે. એક વાર ફ-
રાથી કહો.

બારો— **સોરઠો.**

ઘણુ વણુ ઘડયાં એરણુને આભડયાં નહીં;

હાલા—સરવડ સ્વાંત તણાં, ગળેતો મોતી નીપજે.

બારો—શાબાશ! રાજવીર શાબાશ!!

**ઈંદ્રવીજય છંદ.**

બેક્ષ ભુમી ભલ રાણુ ભલે;
ધુગલી પુરિનો શિરતાજ ધરાયો.
દેખિ દિદાર દિગંબર રાજ,
સુહાવત દીલ પ્રસંન કરાયો.
શેર કરી બહુ રાજ મહીં,
ગુજરાત કઠીવડ ફીરત આયો.
પેખત નુર અતી મનરંજન,
તેપર દીલ અતી નજરાયો.

હાલા—તે ઉપરાંત પણ તેનો વધારે ખુલાસા સા-
ચ અર્થ આ કાગળમાં લખી આપું છું સાંભળો.

**દોહરો.**

માતા મેરામણુ વસે, પિતા વસે કઈલાસ;
જુનાં જોયતો મોકલુ, નવાંતો અશ્વિન માસ.

બારો—ધન્ય છે રાજપુત્ર હવે થોડાજ દિવસમાં તા-
રીજ કેહેવાએલી સોન તારો રંગ મહેલ દિપાવશે એમ
નક્કી સમજજે ( એમ કહી પ્રણામ કરી પાછો ફરે છે. )

**સીયો**--ચોબદાર કચેરી બરખાસ્ત કરો.

**ચોબ**--કચેરી બરખાસ્તમેં નિઘા રખીયે મહેરબાન.

( સૌ સલામતી લઇ ગયા બાદ. )

**સીયો**--ચોબદાર અહીં જે બારોટ આવ્યો હતો, તેને મારા એકાંત ગ્રહમાં તેડીલાવ.

**ચોબ**--બહુ સારૂં મહારાજ.

( સર્વે જાયછે. ]



## પ્રવેશ ૨ જો.

### સ્થળ સિયાજીનું એકાંત ગ્રહ.

**પાત્ર**--શીયોજી, પાછળથી ચોબદાર ને બારોટ.

**સીયો૦**--[નીશાસા નાંખતો] હા! તે મહા પ્રજ્વલિત અને ભુવન સોભાવનારી સ્ત્રિ આપણા હાથથી તો ગઇજ કે? હા! તેનું વર્ણન સાંભળી મારા દિલમાં જેમ સુવર્ણમાં હીરો જડાઈ જાય છે, તેમ તે જડાઈ ગઈ છે. હજુ તેને જોઈ નથી, છતાં આટલુ મન આકર્ષી લીધું છે; તો તેની સાથે રહી અહનિંશ વિહાર કરતો હઉં તો કેટલું સુખ ઊત્પન્ન થાય? અરે! શું તેને હાલાગણ પરણશે, અને મારા દિલની અપેક્ષા નાબુદ કરશે? નહીં નહીં! તેમ કદી થવા નહીં દઉં. કદી ધુમલીનો નાશ થાય, તેને માટે અસંખ્ય સૈન્ય ચડી આવ, તોપણુ તેથી મારી મનોવૃતી ફરનાર નથી. વળી પિતાને

પ્યારી તે પુત્રથી કેમ ગ્રહણ થાય!

રાગ—

(અરે અન્યાય આ રીતે, કદાપી રાજ આ ચાલે એ ઢબ.)

વસી મુજ ઉરમાં પ્યારી, સુણીને કીર્તી તેની હું;
ગયું લુબ્ધાઈ મન મારૂં, રહ્યો બેડોળ દિલથી હું. વસી.
ગને પ્યારી ઘણી વ્હાલી, દિસે ધારીજ તેને શું;
ચહે કો અન્યતો કુશળ, ન રેવા દું, ન રેવા દું. વસી.
વિયોગી તેહનો કોઈ, કરે જો કો કરે તો તો;
નહી હક જીવવા તેને, હણું હું હું હણું હું હું. વસી.
કદી નાવે એ હાથે તો, બગાડું જીવવું મારે;
નહીં નહીં નહીં નહીં નહીં નહીં, નહીને નહીજ જીવું હું. વસી.

ચોબ૦—(પ્રવેશ કરીને) મહારાજા બારોટજી આવેછે.

બારે૦—(પ્રવેશ કરીને.) ઘણી ખમા મહારાજા શિયાજીને.

સીયો૦—બારોટજી તે મનહર કન્યા હવે કોને ગ્રહણ કરશે?

બારે૦—મહારાજ એને ધુમલીના રાજા સિવાય કોણ ગ્રહણ કરનાર છે?

સીયો૦—(પોતાનું સમજીને) ત્યારે શું મારી સાથેજ પાણી ગ્રહણ કરશે?

બારે૦—(સ્વગત) અરે! આશી વાત? હાય હાય! પુત્ર પત્નીની ઈચ્છા? બુદ્ધિ ભ્રષ્ટ થઈ કે શું? (પ્રકાશ) મહારાજા એમ કેમ બોલો છો? દુઃખ હાલામણે પુરો કર્યો,

માટે તેજ તેની સાથે પાણી ગ્રહણ કરશે.

**સીયો૦**—દુહો ગમે તેણે પુરો કર્યો, પણ તે મારૂં માણસ કે નહીં? કોઈ અમુક રાજાનું સૈન્ય પર રાજ્ય પર ચડી જીત મેળવે છે, ત્યારે જો કે તેમનો રાજા સાથે પણ નહોય; તોપણ તે જીત્યો કહેવાય છે. તો તે મુજબ હાલામણ મારો પુત્ર થાય, અને તેણે દુહો પુરો કર્યો તો તેનું માન પણ મનેજ કે નહીં? તે તો મેજ પૂરો કર્યો એમ સમજવું. હવે મારૂં કહેવાનું એટલુજ કે તે સ્ત્રિ સાથે મારૂં પાણી ગ્રહણ કરાવ. તેના બદલામાં તને અ-પૂટ દ્રવ્ય આપીશ. મારા વચનનો અનાદર કરીશ તો.

### રાગ ગઝલ.

આ અશીથી જાણજે, થવાનો તારો નાશ;
બાટ બાટ નહીં ગણી, કરીશ કુળ વિનાશ.
આવશે મુજ પુત્ર કાજ, સોન જ્યાહરે,
જોર જુલમ કરી લઈશ, મહોલ ત્યાહરે.
હાલામણને કરી દઇશ, દેશથી નીકાલ;
મેળે એ પોતાની સોન, કરશે ત્યારે વ્હાલ.
માટે વચન માહરૂં તું, ધ્યાનમાં ધરી;
ચીતાકર્ષી સોનનો, મેળાપ દે કરી.

**બારો૦**—(સ્વગત) અહા! આતો આવી બની આ-પણી માથે! હવે કેમ કરવું? શું ઉત્તર દેવો તેનો કંઈ સુઝકો પડતો નથી. આતો સાપે છછુંદર ગળી તે માફક થયું. હાય! સીયાજીને પરણાવું તો તે અમુદ્ધ જેથી બાને

કુવામાં નાંખવા જેવું; અને હાલામણુ સાથે પરણાવું તો સોપારી મરણ! આવી ફસામણા ના? સીયાજીને પરણાવ્યા સિવાય છુટકો નથી. કારણ કે આખર પણ તેના હાથમાં રાજ્ય સતાના? તે ચાહેસો કરે. મતલબ કે તેને લીધા વગર રહેનાર નથી. તો હું ભુંડપ શા માટે લઊં અને મગતા પૈસા શા સારૂ ખોઉં ? (પ્રકાશ) મહારાજા નિશ્ચીંત રહો. તમારો તેના પ્રત્યે આટલો પ્રેમ છે તો તેમને આપનીજ સાથે પાણી ગ્રહણ કરાવીશ. સમજાવનાર તો હુંજ છુંના? કહીશ કે સીયાજીએ સમસ્યા પુરી કરી છે.

**શીયો૦**—વાહ! વાહ! આજથી તારા મહદ ભાઅનો ઉદય થયો જાણજે. લે આજના હર્ષમાં મારી આ હીરાજડીત્ર મુંદ્રીકા આપું છું (એમ કહી કાઢી આપે છે)

**બારો૦**—સ્વગત) આતો દાળીદ્ર દુર થયાં. (પ્રકાશ) તમારે પણ નકી સમજવું થોડા દિવસમાં સોનના પ્રાણેશ બનાવી આપું લ્યો હવે રજા લઉં છું.

**સીયો૦**—હા ખુશીથી જાઓ અને મારી પ્રાણ પ્યારીને જલ્દી લઈ આવો.

**બારો૦**—એમાં મને તમારે કહેવું પડે એમ નથી. (એમ કહી જાય છે.)

**સીયો૦**—મન ધાર્યું થયું તો ખરૂં. ■■ હવે દાસીઓને મેહેલ શૃંગારવાની વરધી આજથીજ આપી દઉં.

(જાય છે.)

## પ્રવેશ ૩ જો.

### સ્થળ–ઘુમલી મહેલનો એક રસ્તો.

પાત્ર—રાજબા અને કેશા.

**રાજબા**—કેશા આમ ઉતાવળી ઉતાવળી ક્યાં જાયછે?

**કેશા**—બા રાણીજીએ પોતાનું અંતઃપુર શૃંગારવાની વરધી આપેલ છે, તો બીજી દાસીઓને તેડા તે કામ કરવા જાઉં છું.

**રાજ૦**—અંતઃપુર શૃંગારવાનું શું કારણ?

**કેશા**—શું આપને ખબર નથી!

**રાજ૦**—ના–રે.

**કેશા**—બાળંભેથી એક ભાટ ત્યાંના રાજા રાજસિંહ પરમારની પુત્રી સોનનું વેવિશાળ કરવા આવેલ હતો, તે તેનું વેવિશાળ મહારાજા સાથે થયું માટે.

**રાજ૦**—(ક્રોધાયમાન થઈ) રાંડ પીંજારણ શું તું મારી પણ મશ્કરી કરે છે? નીચ કુળમની તું રાજદરબારમાં રહી પણ તારી નીચ બુદ્ધિનો ત્યાગ કર્યો નહીં! અરે! એવા નીચ વચન બોલતાં તારી જીભ તુટી કેમ ન પડી!

**કેશા**—બા એમાં એવડા ક્રોધાયમાન શા માટે થાઓછો, અમારા ચાકર માણસનો ધર્મ છે, જે ઉપરી કહે તે પ્રમાણે કરવું. એમાં મેં શું નીચું કર્યું અને શું મશ્કરી કરી?

**રાજ૦**—મશ્કરી નહીં તો શું? તેનું સમપણ તો

હાલામણુ સાથે થયું છે. રાંડ વિચાર વિનાની--

રાગ.

( આમ નવ ચુકીએ કુછંદ મુકીએ એ રાહ. )

નીચ તુખમની અકલ વિનાની, શરમ રહીત થઈ શું બોલે (૨)
પાપી અધમ શુ નેનું કરશે, જેછે પુત્રી તણે તોલે (૨) નીચ.
હાલામણની નારી પ્યારી, પિતા તેહને અહી લેતા, (૨)
ગોગી તુટી છુટી જીવહા, કેમ થઈ નહીં એ કહેતાં (૨) નીચ.
વણે રહીતુ રાજ કુળમાં, ધુળ પડી એ રહેવામાં; (૨)
જાતિ સ્વભાવ ન મૂકયો જેમજ બને કાગ નવ કોવામાં (૨ નીચ.

હા! પુત્રની સ્ત્રીને પિતા સાથે પરણાવા ચાહે છે? ગુ-
લામણી ધીકાર છે તુંને

રાગ.

કેશા-- ( ખોટો કરોછો વિચાર એ રાહ. )

વણ અપરાધે ધીકાર, ધીકાર ધીકાર;
વારે વારે શાને કહોછો ધીકાર.
જેવું હતું બા તેવું કહ્યું છે, વિનગ્યો માટ તે ઠાર. વારે.
સોગન ખાઈને સાચું કહુંછું,[મારો] વાંક નથીરે લગાર. વારે.
ચાકર માણસતો કહે તે કરીએ, કરી જુઓની વિચાર. વારે.

રાજબા—જો તા'રૂં કહેવું ખરૂં હોય તો--

રાગ.

ધીકાર જુલગી સીયા પરે. (૨)
હાય ઘડયો કેરો ઘાટ, એણે વાળી દીધો દાટ;
બહુ સમજાવી લાહ, નીચ નારીને માઠરે. ધીકાર.

પુત્ર પત્ની જે પુત્રી પોતાને,
ફુડી દ્રષ્ટી તે તેપર કરે. ધીકાર.
હાલ હાલાગણને જઈને કહું;
કેમે કરીને એ વિચાર ફરે ધીકાર.

( આમ બોલી ચાલી જાય છે. )

**કેશા**—ભલેને મરડાઈને ચાલી ગઈ શું એમાં મારો દોષ છે? આંહીતો ચીંધ્યા કામ કરનાર ( આમ બોલતી ચાલી છે. )

---

## પ્રવેશ ૪ થો,

### સ્થળ હાલામણનું મકાન.

**પાત્ર**—હાલાગણ પાછળથી રાજબા.

**હાલા૦**—સોનના સૌંદર્યતાના વર્ણને મારૂં ચીત્ત આકર્ષી લીધું છે, વળી સૌંદર્યતાની સાથે તેની ચાતુરી; અને કાવ્યની ખુબી દિલમાં રમી છે. અહા ! તેજ જ્યારે મારી પટરાણી થઈ, આ રંગ મહોલ દીપાવશે ત્યારે એથી વધારે મહદ ભાગ્ય કયા સમજવા? ખરેખર એવી વિદ્યાગુણ સંપન સ્ત્રી મારા યોગ્ય છે. અહા એવી—

**રાગ.**

( આજ શ્યામ મોહનીકી બાંસલી બજાઇરે એ–રાહ. )

ચંચળ ચીત ચપળા મળ્યે, દુખ સહુ જાયછે;
દુખ સહુ જાય છે, સુખ વૃદ્ધિ થાય છે. ચંચળ૦
અતિ ઉદાસ આપ દિલ, હોય કોય કામથી,

મધુર મુખ સંગીત જોઇ, દુર દુખ થાય છે. ચંચળ૦
કમળનેન મધુર વેણુ, થીજ રીઝવે આતી;
શયન મહ એવિના, ન કોયથી સુહાય છે. ચંચળ૦
રંભાનદુગ જોઈ વેલ, પ્યારથી ગળે પડી;
તેમ પ્રિયા સાથ થયે, આપદા હરાય છે. ચંચળ૦

આ દુનિયામાં જન્મી જેણે સ્ત્રી સુખ નથી દીઠુ તે એક પશુ તુલ્ય છે. અને તે આ જગતમા જનમ્યો એ અજનમ્યો. પ્રીતે એ શુ છે તે હું બીલકુલ જાણુનો નહીં, પરંતુ આજે મારા મનમાં સ્વભાવિક તેનો અંકુર ઉત્પન્ન થયો છે ને પથ્યમાં રડવા જેવા અવાજ આવવાથી હા આ રડતું કોણ આવે છે.? )

રાજ૦—( રડતી રડતી પ્રવેશ કરે છે. )

હાલા૦—બેન છે શું? તું આમ કેમ રડે છે? તુ ને કોણ રડાવનાર બોલ વ્હાલી બોલ!

### રાગ લાવણી આશાવરી.

રાજ૦—હા કેર થયો બહુ ભારી, લાવી છું વાત નઠારી. હા.
હાલા૦—શું રે થયું છે કેની બાઇ, કેમ રહી અકળાઈ;
અરેરે કેમ રડે છે તું, થયું છે શું કહે ઝટ પ્યારી.
રાજ૦—હા કેર થયો બહુ ભારી.
આપ તણીજે પ્યારી નારી, પીતા કરે પ્યારી;
મેહેલે લેઈ, પોતાને માટ, ઘડયોછે ઘાટ; તેથી દુખીયારી.હા.
હાલા૦— રાગ ગઝલ.
શું સુણું છું વેણ હાય, આ અધમના;

નહીં ગણેજ પાપ લેશ, નીષ્ટ કર્મગાં. શું સુણું.
અણાય પુત્ર નાર, પીતા તેહને વરે;
તો ધરણી મસ્તક, નહીં શેષજી ધરે. શું સુણું.
શું પ્રલયકાળનો સમય, આવવો થગો;
અકે કં ઉદય બદલી કાળ, પશ્ચિમે ગયો. શું સુણું.
ઉદધી મર્યાદ છોડવા, થયોજ શું;
કે ગયણ ધરણ તુલ્ય થવાનું થયુંજ, શું. શું સુણું.
હા ! આવી વિપરીત બુદ્ધિથી એવું કૃત્ય કરશે તો, પરિણામ ઘણું માઠું આવશે ! ( રાજબાને ) બેન શંકર છોડીદે ચાલ તે વાતનો વિચાર વિચારગ્રહમાં કરી કંઈ ઉપાય શોધી કાઢીએ.

( જાય છે )



## પ્રવેશ ૫ મો.

**સ્થળ—બાળંભામાં સોનનો મહેલ.**

**પાત્ર**—સોન પાછળથી સુલેખાને બારોટ.

**સોન**—( શીવની પુજા કર્યા બાદ. )

### રાગ કલ્યાણ.

વંદુ ગીરીજા પતી ત્રીપુરારી,
ભવ ભય ભંજ સેવક સુખકારી. વંદુ.
અંગ પનંગ શીવ ગંગ શીર ધારી;
એક ચીતે સ્તુતી કરૂં તારી. વંદુ.
શુદ્ધ ભક્તિ તવ હોય સુખકારી,

એહ માગું પાસ તમારી. વંદુ.

વળી હે ભોળાનાથ! આપની પાસે મારી એક બીજી વિનંતી છે.

### હીંડી.

કરૂં વિનતી હું સ્નેહે ત્રીપુરારી,
દિલ લાવશો નીજ બાળ ધ્યાનધારી;
સુગુણુવંત શૌર્યવાન સ્વામી આપો,
જેથી ભવમાં કરવો નહીં બળાપો.
ખરૂં અર્પો સતીત્વ મુજ અંગે,
પ્રૌઢ પ્રીત રહો નાથ મુજ સંગે;
એજ આશ આપ પાસથી હું માગું,
વળી ધ્યાને નીશદીન તવ લાગું.

( એમ કહી નમન કરે છે. )

**સુલેખા**—[ પ્રવેશ કરીને. ) બા એક વધામણી લાવી છું.

**સોન**—શું સખી?

**સુલે**—આપણો દસોંદી બારોટ કાંઇક સારા સમાચાર લઇ આવેલ છે. તે આપ પાસે આવવા માગે છે.

**સોન**—સખી તેને જલ્દી તેડીલાવ.

**સુલે**—બહુ સારૂં બાઇ સાહેબ. ( એમ કહી જાય છે. અને તેડી લાવેછે. )

**સોન**—કેમ બારોટજી શું સમાચાર લાવ્યા? સમસ્યા કોણે પૂરી કરી? અને જેણે પુરી કરી હોય તેના ગુ-

ણુદોશ પરાક્રમ વિગેરેનું વર્ણન કહી સંભળાવો.

**બારોટ**—આ શું એના ગુણ દોષનું વર્ણન કરૂં! તેની તારીફ કરતાં શેષ પણ હાર પામે એવી છે. સાંભળો.

**કવિત.**

રૂપમેં ઉદ્યોત જેસો, તેજકો અંબાર એસો,
ધરણીપેં કામ રૂપ, બર્ડામેં પેખ્યો હે.
બાહુ બલ ભીમ જેસે, યુધમેં સગગ્ર ઐસેં;
બાનકા પ્રભાવ મેં, અર્જુન જેસો લેખ્યો હે.
સાગર સમ ગુનમેં, ભરપુરહે ગંભીરરાજ;
કાજમે પ્રબીન તીન, લોકમેં ન દેખ્યો હે.
વાહ વાહ શૂર નૂર, દેખ દિલ ઐસે ભયે;
દેશ દેશ રાજનકો, ઉનેહી ઉવેખ્યો હે.

બા બર્ડામાં ઘુમલીના હનુમાનવંશી મહારાણા શિયાજીએ આપનો દુહો પૂરો કર્યો. વાહ! વાહ! તેના શેહેરની શોભા, તેની કાન્તી અને રાજનીતીનો ચિતાર મારા હૃદયમાં જડાઈ ગયો છે. (સ્વગત.) સારો કે નરસોએ તો મારૂં મન જાણે છે. (પ્રકાશ) તેનું મન આપના તરફ બહુ ખેંચાયુ છે. અને જલ્દી તેડી લાવવા ભલામણ કરી છે.

**સોન**—કાગતો મન વાંચ્છીત થયું તેમણે પુરી કરેલ સમસ્યા કયાં?

**બારો**—( કાગળ કાઢીને ] લ્યો બાઇ ( એમ કહી આપે છે. )

**સોન**—[ વાંચીને ) ધન્ય રાજપૂત્ર ધન્ય છે. બારો- ટજી તમે મારૂં બહુ મોટું કામ કર્યું તેના બદલામાં ઘણી શાબાશી સાથ મારો હાર આપુંછું

( એમ કહી ડોકમાંથી હાર કાઢી. )

**રાગ.**

[ મોહે નાદાન તું એ જાની જાન એ રાહ )

શાબાશ શાબાશ આલે તું ઈનામ,

તે બહુ કીધું કામ, કીધું કામ, કીધું કામ; શાબાશ૦

મુજપરે એહેશાન, તારો બહુ થયો માન;

કીધું તે મોટું કામ, ફરી બધે ગામે ગામ;

ગામે ગામ ધરી હામ, સીદ્ધ કરીને આવ્યો આમ,

તુજ પર દામ, કરૂં કુરબાન, કુરબાન આઠામ શાબાશ૦

( એમ બોલતી હાર આપે છે. )

**બારો૦**—બાઈ સાહેબ ઘણા ઉપકારથી માથે ચડાવુ છુ.

**સોન**—બારોટજી હવે તમે મારી માતુશ્રી પાસે ચાલો.

**બારોટ**—બહુ સારૂ બાઈ સાહેબ.

**સુલે**—આ મા'રૂં કંઇ ધાર્યું?

**સોન**—સખી તું તો મારી સાથેજ છો ના, ચાલ.



## પ્રવેશ ૬ ઠો.

### સ્થળ—બાળંભામાં એક રસ્તો.

### પાત્ર બારોટ.

**બારો**— બાતરફથી પણ ઈનામ તો બારી મળ્યું.

અને કેહેતા હતા જે હજુ વિશેષ દઇશ. અહો ! મારા પ-
ણુ ભાગ્ય ઉઘડયાંના! પણુ મારા મનમાં વિચાર થયા કરે
છે. જો કે મારો પ્રપંચ ખુલ્લો થાય તેવો તો નથી, પણ
આવી ધર્મશીળ બાઇને કુવામાં નાંખી હેરાન કેમ કરૂં? એ-
મ થયા કરે છે. મારા વડવાઓથી આજ દિવસ સુધી અ-
મારૂં પાલન પુત્ર માફક કર્યું છે, તેનેજ આમ દગો દેઇ
જીવતાં મરણુ પમાડું એ કેવું કૃતઘ્ની પણું? નાના તેમ-
તો કરવુંજ નહીં. આ કરતાં એક કંગાળ સ્થીતિમાં રે-
હેવું ઘણે દરજે સારૂં છે; પણુ નીમક હરામ થઈ ખુબ
પૈસા મેળવું એ મહા પાપ છે વળી એમ પણુ થાય છે
કે ધુમલી તરફ કાલરોજ રવાના થવા હુકમ થઈ ચુકયો
છે. તો ત્યાં શિયોજી પોતાને તાબે કરવા ચુકશે નહીં અ-
હા! કેમ કરવુ તે કઈ સુઝતું નથી. શિયાજી સાથે પર.
ણાવું કે ન પરણાંવું એવો સંકલ્પ વિકલ્પ થયા કરે છે.
[ વિચાર કરી ] અરે! મન તું દિન પ્રતિદિન નૌતમ સુખ
ભોગવીશ એ ઉપરતો દ્રષ્ટી કર! હમેંશા બેસવાને મ્યાના,
ખેલવાને ઘોડા, સરભરા કરવાને ઘણા માણસો, અને મો-
ટા રોફથી હુકમ ફરમાવનારો થઈશ. તારી એવી સ્થીતિ
થવાનું કારણ મહારાણા સિયાજી. તેણે મને કહ્યું છે કે લ-
ગ્ન થયા બાદ હું તને ઘણા ગામો બક્ષીશમાં આપી ખુ-
શી કરીશ. કહે ત્યારે તુ એટલા ગામોનો ધણી થઇશ ત્યારે
તુને કેટલું સુખ ઉત્પન્ન થશે? પછી તો ભલો હાથમાં હો-
કો ને ભલા આપણે ગાદી તકીઆ માથે આડે ઓશીકે

પડી ડારણુના કાળજા જેવો હાંડલા જેવડી ચલમપર દેવ-
તા ચડાવી ગુડુડુ! ગુડુડુ!! કરી બજર દૂધના ઘુંટડા જે-
મ પીશું. અહાહા! વાહ નશીબ વાહ!! જ્યારે એવડા
મોટે દરજ્જે ચડીશ ત્યારે નીચે પ્રમાણે તો કામો અવશ્ય
કરવા.

રાગ.

( મારા ભાગ્યતણો નહીંપાર, મહીલા થાવી મારી પ્યારી. )
જ્યારે નશીબ થાશે તેવાં, ત્યારે કરવાં કામજ એવાં. ટેક.
પ્રથમતો ઘરનાર માહરી, ડાકણનો અવતાર;
ઝાલી ચોટલો બહારજ કાઢું, પરણું નવલી નાર. જ્યારે.
રાત દિવસ બહુ એશ કરીને, વિવિધ સુખો લેશું;
કોઈ બોલાવે બંદાને તો, હુંકારો ન દેશું. જ્યારે.
અફીણનું બંધારણ વધારી, દારૂનું પણ સાથે;
ઘટ ઘટ ઘટ ઘટ હોંશે પીશું, પ્યારી નવીને હાથે. જ્યારે.
રાજસભામાં જાઈશ ત્યારે, સાહેબ સાહેબ થાશે;
રાણાનો માનીતો જાણી, આધીન સૌ થઈ જાશે. જ્યારે.

અહાહા! એવડા બધા મોટા સુખનો હું ભોગી થ-
ઈશ. મારા એવડા મોટા સુખ માટે બાને નહીં જેવું દુઃખ
થશે એમાં શું? વળી કહેવત છે કે "આપ આપકી સં-
ભાલીઓ." તે મુજબ આપણું સુખ વિચારવું. ચાલ હવે
રાંડ ચુડેલને તો ઘરમાંથી કાઢું પછી બીજી વાત.

(એમ કહી જાય છે.)



# अंक ३ जो.

## પ્રવેશ ૧ લો.

### સ્થળ-ધુમલી શિયાજીનું મકાન.

પાત્ર—શિયોજી પછીથી બારોટ.

**શિયો૦**—બારોટનો ઠરાવેલ દિવસ તો ગયો, પરંતુ હજુ આવ્યો નહીં. હવે તો એકેક દિવસ ઘણા વર્ષો તુલ્ય, અને ઘડી માસ જેવી લાગે છે. અહા! મારા દિલમાં તે-નાજ ભણકારા પડ્યા કરે છે; અને સોનને મુખેથી પ્યા-રા, એમ સાંભળવાને કર્ણો તલપી રહ્યાં છે. હા! એવી સુખ કરણી સોન મને—

રાગ—

ક્યારે, ક્યારે, ક્યારેરે, મને મળશે પ્રીયા સોન ક્યારેરે.ટેક.
રાત દિવસ બહુ મન તલખે છે,
અને વળી એમ પણ મન વિલખે છે;
રણુકે, ઝણુકે, રણુકેરે, મુજ મન પરશાન કરશે ક્યારે.
રાત અંધારી થડકીને જાગુ,
તોપણ નામ પ્રિયાનું ન ત્યાગું;
ફરીને, ફરીને, મળીનેરે, મુજ મન પરશાન કરશે ક્યારે.

હવે તો જેમ બપૈયો મેહની રાહ જોઇ બેશે! તેમ હે પ્રીયા સોન તારી રાહ જોઇ બેઠો છું.

**સિપાઇ**—(પ્રવેશ કરીને.) મહારાજા ધિરાજ બા-હેર બારોટ આવેલ છે. હજુરનો હુકમ હોય તો અંદર

આવવા દઉં.

**શિયો૦**—હેં બારોટ ? ખુશીથી આવવા દીઓ. (સ્વગત) શું સાંભળતામાં સાદ દીધો? વાહ વાહ ઠીક થયું. જ્યારે સારૂં થવાનું હોય ત્યારે એમ બને છે. અને તેનુંજ આ ચીન્હ.

**બારોટ**—(પ્રવેશ કરીને) મહારાજાધિરાજ રાણાજી અમર રહો.

**શિયો૦**—કેમ બારોટજી શું કરી આવ્યા ?

**બારોટ**—મહારાજા આપના પ્રતાપથી સર્વ કામમાં ફતેહ પામ્યો છું. આપની તારીફ કરી સોનને એવી સમજાવી દીધી છે કે તમારાથી તે બેદિલ થાયજ નહીં. તે પાદરમાં તંબુ ખોડી તેમના માણસ સાથે ઉતરી છે. હવે લગ્ન માટે દિવસ મુકરર કરો એટલે તે પ્રમાણે ખબર આપું.

**શીયો૦**—વાહ વાહ! કામ તો મનવાંચ્છીત કર્યું. ચાલો હવે મારી સાથે એટલે જોશીને પુછી લગ્નનો દિવસ મુકરર કરી, અને મારી પ્રાણ પ્યારી સોનને માટે અલંકારો મોકલાવીએ.

**બારોટ૦**—બહુ સારૂં ચાલો.

(જાય છે.)



## પ્રવેશ ૨ જો.

### સ્થળ-ઘુમલી નદીના કીનારો.

### પાત્ર—ચંપા અને કેશા.

**ચંપા**—(પ્રવેશ કરીને) પાણી ભરે છે.

**કેશા**—(પ્રવેશ કરીને) ઉપરવાડે પાણી ભરતાં ગગ-રૂરીથી છાંટા ઉડાડે છે.)

**ચંપા**—બાઈ જરા હળવા કારણ કે આ પણી પૂ જનમાં વાપરવું છે.

**કેશા**—પૂજનમાં વાપરવું છે તો છેટી જઈ ભર. કાંઈ તારા બાપની ખોદાવેલ આ નદી નથી જે મને ભ-રતી અટકાવીશ.

**ચંપા**—એમ કહ્યું એમાં એવડી બધી મગરૂરી શું બતાવે છે? હાથે કરીને કજીઆનોજ ઉપાય કરવો છે શું? જ્યાં સુધી બોલતી નથી ત્યાં સુધી ઠીક છે. નહીંતર પછી વિમાસવું પડશે.

**કેશા**—જા જા તારાથી શું થનાર છે?

**ચંપા**—વિચારીને બોલ નહીંતર એક દઈશ ના?

કેશા— રાગ—

(એશા ધોકા દેનેવાલે મેને.—એ રાહ.)

જા જા ઇજારી પીંજારી, મેં તો ઘણી જોઈ વાળી;
તારા જેવી કામ કરવા વાળી, નીચે મારી રેવા વાળી;
ઘરમાં ઝાડુ કરવા વાળી, દરણું પાણી ભરવાવાળી. ઇજારી.

ચંપા-રાંડ એવું મગરૂર દિલ, રાખે છે શું રાખે છે?
વિચાર વિનાની આમ, દાખે છે શું દાખે છે?
એક મારૂં લાત, તારો કાઢી નાંખું ભાત.
વધુ બોલીશ જો વાત;

કેશા—અરે બોલરે વિચારી.        જા જા.

આતો બોલતા બોલતા છકી ગઈ. તું જાણે છે કે આ સાધારણ માણુસ છે તે શું કરી શકશે? પણ નાના એમ સમજ નહીં. હું મહારાણીશ્રયાજીની સર્વોપરી વડારણ છું.

ચંપા—અને હું પણ તેનીજ અર્ધાગ્ના થવાની જે સોન તેની માનીતી દાસી છું.

કેશા—અરે! ધીકાર છે સોનને અને ધીકાર તેની ચાતુરીને જે પારકા પ્રદેશમાં ચાલીને પરણવા આવી. અકલ તો છાંટોએ નથી. દુહાનો પારખનાર કોણ અને પરણનાર કોણ તેનો તો વિચાર પણ કર્યો નહીં. અરે ધીકાર છે રે દુહાનો પારખનાર તેનો પુત્ર હાલામણ બેઠો રેહશે, અને શીયોજી પરણશે. પણ એ વાત અમારે શા માટે ખુલી કરવી જોઇએ?

દોહરો.

બાંધી મુઠી લાખ લીયે, ઉઘાડી વા ખાય;
હલ્લામણ દુહા પારખે, સોન શીયાને જાય.

મનમાં સમજવાનું છે. જે અકલ તો છાંટોએ નથી. જેવી જેની ઉપરી તેવી તેની દાસી તેમાં પણ કયાંથી હોય? ( આમ બોલતી ચાલી જાય છે. ]

ચંપા—હાય! આશું ખરી વાત છે? જો એમ હોય તો મહા અનર્થ થશે! ચાલ બાને જલ્દી ખબર આપી જાણીતા કરૂં.

( જાય છે. )

## પ્રવેશ ૩ જો.

### સ્થળ—ધુમલી રાજબાનું મકાન.

### પાત્ર—રાજબા.

અહા ! જ્યારે આવળું થવાનું હોય, ત્યારે આવળીજ બુદ્ધિ પેદા થાય છે. ધારતાં હતાં શું ને થશે શું જો એવું થશે તો જોડવાની પડતી અને ધુમલીનો નાશ થોડાજ વખતમાં થવો જોઇએ. અરે! કુળને કાળો ડાઘ લાગશે ! પુત્ર પત્ની કેમ પરણાય? એવો વિચાર એના હૃદયમાં નહીંજ થનો હોય? હું અજાએબતો એથી થાઉં છું જે, શિયો મહા અધર્મી થયો; પરંતુ હાલામણની પીતૃ ભક્તિ ખસતી નથી. ગતસબબ્ક તેને તે વાતનું કાંઈજ નથી. વાહ ! દૈવ તારી ગતી ન્યારીજ છે. હા! હું ઉંડો વિચાર કરી જોઉં છું તો, આ બધાનું મુળ કારણ કામની કહેવત છે કે—

" જોરૂ, જમીનને જર, એ ત્રણે કજીયાના ઘર. "

ખરે આતો તે મુજબ થયું. ત્યારે તો.

### રાગ આશા ગોડી.

કામની કલેશનું મૂળ, જગત માંહે કામની કલેશનું મૂળ.
દુર્યોધન કીચકના કૂળનું, જેણે કઢાવ્યું છે શૂળ જગત૦
મહા ભડવીર જોરાવર યોદ્ધા, તેમાં થયા છેરે ધુળ જગત૦
રાજરીધી મહા હારી જઈને, કંઈક થયા નિશકૂળ. જગત૦

હવે કેમ કરવું તે કંઈ સુઝતું નથી, અરે! કેમે એ ખરાબ બનાવ બનતો અટકતો હોય તો, ચાલ સોનને ઉ-

તારે જઇ તેને સમજાવું તો ખરી માનેતો ભલા નહીંત-ર કાંઈ નહીં.

[ જાય છે. ]



## પ્રવેશ ૪ થો

### સ્થળ—સોનનો ઉતારો.

**પાત્ર**–સોન, સુલેખા, ચંપા પાછળથી બારોટ, અને રાજબા.

**સોન**—સુલેખા શેહેરનો દેખાવ અને રાજ્ય મંડળ-નો ડોળડમાક તો સારો લાગે છે. પરંતુ હું ઉંડો વિચાર કરી જોઉં છું તો માંહે ઉંડો ભેદ હોય એમ લાગે છે.

**સુલેખા**—શું બાઈ સાહેબ!

**સોન**—બારોટના કહેવા પ્રમાણે શિયાજીની વૃત્તી મારાપર વિશેષ હોય તો અહીં મળવા કેમ ન આવે? બીજું તંબુ ખોડાતા હતા, ત્યારે ગામની એક સ્ત્રી મને જોઇ બીજાને કહેવા લાગી. જે હાય! આવી મુગ્ધા સૌંદર્ય બાઇને બુદ્દો પરણશે? આથી હું એમ ધારૂં છું જે શિયોજી વૃદ્ધ હશે. અને બારોટે કંઇ પણ લાલચથી કાવતરૂં કર્યું હોય, એવું દીસે છે. આથી સખી મારૂં દિલ પ્રફુલ્લિત નથી રહેતું! અને વળી પ્રદેશ છે તે તો તું જાણે છે.

**સુલે૦**—ઉપલા કારણો સાચાં હોય તો પ્રદેશ છે તેથી શું દબાઈ રેહેવું? નાના તપાસ કરી જે યોગ્ય લાગે તેજ કરવું.

**સોન**—ઠીક છે. પરંતુ હજુ ચંપા કેમ ન આવી?

જો તો ખરી.

**સુલે**—બહુ સારૂં. ( જોઈ આવી.) બાઈ સાહેબ ચંપા રોતી આવે છે તેનું શું કારણ?

**સોન**—હેં! રૂવે છે? મારી પાસે તેડીલાવ.

**સુલે૦**—બહુ સારૂં બાઈ સાહેબ ( તેડી લાવે છે. )

**સોન**—ચંપા આમ રૂવે છે શા માટે? તને શું થયું છે?

**ચંપા**—હા! પરમેશ્વર!! આવી ખેદયુક્ત વાત કહેવા હું દુરભાગી કેમ જીવી! બાઈ તે વાત કહેતાં મારી જીભ ઉપડતી નથી. ( એમ કહી રૂદન કરે છે. )

**સોન**—ધીરજ રાખી સવીસ્તર કહી સંભળાવ.

ચંપા— **દોહરો.**

બાઈ મને બાની વઢી, નદિએ ભરતાં નીર;
એક વચનને કારણે, સોસાયું મારૂં શરિર.

બાઈ સાહેબ હું જે નદિયે પાણી ભરતી હતી, ત્યાં શિવાજીની દાસી આવી મારી ઉપરવાડે પાણી ભરતાં ભરતાં છાંટા ઉડાવવા લાગી. મેં એને ઘણી નમનતાથી કહ્યું જે બાઈ છાંટા ઉડાળ નહીં. તો ઘણા નીચ વચન બોલી કજીઓ કરવા લાગી. મેં જ્યારે આપનું નામ લીધું ત્યારે આપને એવા શબ્દ કહ્યા કે.—

## રાગ રામગ્રી.

-હૃદય મહી ભડકા બળે, કહ્યાં એવાં વચન;
અબુદ્ધિ અભણ ઠરી આપને, ઘાયલ કીધું છે મન. -હૃદય.

સમસ્યા પૂરી કરનારતો, પુત્ર તેહનો થાય;
શિયો પરણી જાય જ્યહારે, અકલ નહીં જરાય. -હદય.
હાલામણ નામ તેહનું, તેણે કરી સમસ્યાય;
મુક્કો પરણશે સોનને, મહા જુલમજ થાય. -હદય.
જ્યારે અકલ નહીં સોનમાં, થયું ત્યારે આ કામ;
પરણવા માટે પ્રદેશમાં, સામી આવી એ આમ. -હદય.
પ્રપંચ બધો બારોટનો, ઘડયો વિપરીત ઘાટ;
કૃત્ય અધમ દુષ્ટેજ આ, કર્યું લક્ષ્મીને માટ. -હદય.

**સોન**—હરહર શંકરા !! આ શો જુલમ !!! (એમ કહી મુર્છાગત થાય છે.)

દાસીઓ— **રાગ લાવણી.**

(પાટણના નૃપ નથી તુજ ઘેરે પદમણી નારી એ રાહ.)

સુજ્ઞ થઈને કેમ ભૂલોછો, ભાન ભમીત થઈને,
ધૈર્યતા દિલ માંહે રાખો, પતિવ્રત આપ તણું દાખો;
પ્રાચીનકાળની સતીની રીતી, દ્રષ્ટાંતે લઈને. સુજ્ઞ.
બલેને દુખદળ ચડી આવે, તેથી શું દિલમાં રીબાયે;
ખરી કસોટી ત્યારે થાયે, રહેવું દુખ સહીને. સુજ્ઞ.

બાઇ સાહેબ હજુ પરમેશ્વરે સારૂં કર્યું છે જે તે દુષ્ટ બારોટના પ્રપંચથી આપ અળગા છો, બલકે તેમાં ફસાણા નથી. તો ધૈર્યતા રાખી સમશ્યા પુરી કરનાર સાથે પાણી ગ્રહણ કરો.

**સોન**—શાબાશ! મારી વ્હાલી દાસીયો શાબાશ! તમારા બોલથી મને ઘણો સંતોષ થાય છે. પરંતુ આ-

પ્રોશ એટલો કે મારે અકલહીણુ મુર્ખપતિ ન કરવો, એ-
વી ટેક જેને માટે મારા મા બાપ મને ઘણું સમજાવતા,
તોપણુ હું તપાસ્યા વિના નહીં વરૂં એવો માગે તેમના
પ્રત્યે જવાબ! હાય! તે બધું દુષ્ટ બારોટ ધુળધાણી કરવા
ફર્યો. અરે! એક વૃદ્ધ અને અકલહીણુ માણસ સાથે સં-
બંધ જોડવા કર્યુ? ધીક્કાર છે નિમક હરામ, દુષ્ટ પૈસામાં
લો ભાઇ મારૂં જીવતર જેર કરવા ફર્યો! ( એવામાં બા-
રોટ આવે છે. )

**બારોટ**—( પ્રવેશ કરીને ) કાં બાઈ સાહેબ શું વિ-
ચારમાં પડયાં છો? મહારાજા શિવાજીએ આપને માટે આ
અલંકારો મોકલ્યા છે. તે ધારણુ કરી તેમની અર્ધાંગના
બની તેનો મહેલ પટરાણી તરીકે શોભાવો.

**સોન**—ચંડાળ બળો તારો શિવો રાણો, અને બળો તે-
ના અલંકારો!! તારા મોંમાં ટાંડો લાગો! હાય! નફ્ટ નિ-
મક હરામી, શિયા સાથે પરણાવી મારૂં જીવતર જેર કર-
વા ફર્યો! પાપી! પ્રપંચી? દુહો હાલામણુ જે તેનો પુત્ર,
તેણે ભરી સભામાં પૂરો કર્યો; ને પરણાવે છે શિયા સાથે?
દુષ્ટ તે મારે સ્વસૂર બલકે પિતા તુલ્ય, તેની સાથે પાણી
ગ્રહણુ કરાવી મને મહા પાપમાં ડુંબાળવા તૈયાર થયો?
નીચ તારા સ્વારથ માટે મારૂં સત્યાનાશ વાળવા તૈયાર
થયો. દુષ્ટ લઇ જા તારા અલંકારો.

**સોરઠો.**

સુંડી ભર્યો શણુગાર, મને શિયાનો શોભે નહીં;

હાલામણુ ભરથાર, શિયો અમારો શાશરો.

જા દુષ્ટ અહીંથી તારૂં કાળું કર. તારૂં કાળું મુખ મને વધારે વાર નહી દેખાડ?

રાગ પદ.

નીચ બતાવમાં મુખ તારૂં, તેં કામ બગાડયું મારૂરે; આશું
જાણી પોતાનોને દીધું કામ, ત્યાં થયો નિમક હરામરે. આશું.
મૂર્ખ પતીનો મારે કટાળો, તેથી કરવો તારે ભંડાળોરે. આશું.
તારા દિલમાં દયા એમનાવી, જે કેસે દરૂ ફસાવીરે. આશું.
પાપી નીચ લક્ષ્મીને માટ, તે ઘડયો નઠારો ઘાટરે. આશું.
તારા કુળને લગાડી ખામી, થયો ધનને કાજ હરામીરે. આશું.
દુષ્ટ તારા સ્વારથને સારૂં, ફર્યો જીવતર બોળવા મારૂંરે. આશું.

**બારો૦**—(હસ્ત જોડી. )ક્ષમા કરો દેવી ક્ષમા કરો ! હું ખરેખર લક્ષ્મીમાં લોભાઈ દોષીત થયોછું આપની સમશ્યા પુરી કરનાર હાલામણુ મહા તેજસ્વી રાજપુત્રથી આવો પ્રપંચ કરવાનું કારણુ શિયાની ધમકી તેમને દેહાંત દંડ દેતો હતો માટે આ કાવતરૂં કરી આપને દુખ રૂપી સમુદ્રમાં ડુબાળવા કર્યું હતું, પણુ પરમદયાળું પરમેશ્વર કેમ ડુબવાદે બા ક્ષમા કરો.

**સોન**—જા દુષ્ટ ક્ષમા કરીને શું કરવું હતું? શું કરૂં જે ભાટ છો અવર હોયતો જીવતાં ચામડી ચુંટાવું. જા તારૂં કાળું મુખ મને વધારેવાર નહીં બતાવ સુલેખા, તેને ઉતારાથી જલદી બહાર કાઢી મારા દિલમાં લાગેલી આગ્ની બુઝાવ.

**સુલે૦**—ચાલ નીમક હરામી નિકળ ઉતારા બહાર (એમ બોલતી બહાર કાઢી જાય છે)

**સોન**—ચંપા હવે કેમ કરવું તે કંઇ સુઝતું નથી હા ! મારા સૌભાગ્ય રક્ષક પ્રાણનાથ હાલામણને કેવી રીતે મળું? અરે ! તે ક્યાં ભેળા થાય? એ વિચાર મારા હૃદયમાં થયાં કરે છે.

**ચંપા**—બાઈસાહેબ, એક પત્ર લખી જણાવો તો કેમ?

**સોન**—ખરૂં, પણ એ પત્ર પહોંચાડે કોણ?

**સુલો**—( પ્રવેશ કરીને ) બા આપના જીવનહાર પ્રાણપતી હાલામણના બાયાતની પુત્રી નામે રાજબા આપને મળવા આવવા માગે છે. જો હુકમ હોયતો તેડી લાવુ.

**સોન**—સખી તેને તેડીલાવ.

**સુલે**—બહુ સારૂ બાઈ સાહેબ. ( તેડી લાવે છે. )

**સોન**—( રાજબાને જોઇ. ) આવો રાજબા અહીં બીરાજો.

**રાજ**—અહીં આવવું તો ન જોઈએ, પણ મનની વાત મનમાંજ રહી જાય માટે એ બોલ મોંઢા ઉપરજ કહેવા આવી છું જે પિતા તુલ્ય શિયા સાથે આવા ભણેલાને સર્વગુણ સંપન છતાં પાણી ગ્રહણ કરશો ! અરે ધીકાર પડો તે ભણતરમાં તમારા બોલ પ્રમાણે કે જે સમસ્યા પુરી કરે તેની સાથે પાણી ગ્રહણ કરવું તો જે વખતે હાલામણે તમારી સમસ્યા પુરી કરી તે વખતેજ તમારો પ-

તિ થઈ ચુકયો અને શિયો તમારો સસરો લાગી ચુકો.
હાય! તે સાથે સંબંધ જોડતાં સર્વજ્ઞ ઈશ્વરથી નથી ડરતા
અરે! મહા અમંગ થશો એ નથી વિચારતા? ધીકાર છે!!
( એમ બોલતી પાછી ફરે છે. )

**સોન**—( તેનો હાથ ઝાલી. ) ક્ષમા કરો રાજબા.
એમાં મારો લેશમાત્ર દોષ નથી. આપની પાસે તે બાબ-
તની વાત કહેવા નમ્રતાથી મારી માગી રજા લઉં છું તે
સાભળશો એવી આશા રાખું છું.

**રાજ**—તમારો વાંકતો તાદ્રશ્યજ છે. પરંતુ તમે ક-
હો છો જે લેશ પણ નથી તો કહો.

## રાગ લાવણી.

**સોન**—( મુજ ઉપર ગુજરી પિતા પાદશા જાણી એ રાહ)

શું કહું વિતકની વાત, રાજબા બાઈ;
દીલદાહ થાય છે મુને, ઉઠેછે લાહી.
ગમ નીચ દસાંદી ભાટ, આબ્યો મુજ ત્યાંહે,
તમ પુરો કર્યો છે દૂહો, રાણા શિયાએ.
હું નવ જાણું કંઈ મર્મ, વાત આ છાની;
મુજ કરેલ કરારે આવી, વાત એ માની.
ત્યાં થયું ઉઘાડું પાપ, નશીબે સારા,
નહીંતર બહુ થાત ફજેત, ખમી ધીટકારા.
હવે અરજ આપની પાસ, માહરી એવી;
દો હાલાગણ ભરથાર, સઘ મેળાવી.
રાજબા પરંમ દયાળું પરમેશ્વરે મને પાપમાં ડુબ-

ની બચાવી છે. નહીંતર મારા દિલમાં જે અંકુર, તેનો નાશ થવામાં વાર નહોતી. હવે આપની પ્રત્યે મારી વિનંતી એટલી કે મારા પ્રાણેશ હાલામણને મેળાવી આપો. જેથી હમેશા તેની સાથે રહી તેની અર્ધાંગના થઇ સુખેથી દિવસ ગુજારૂં.

રાજ૦—એમ હોય તો નિશ્ચીત રહો. પરમેશ્વર સૌ સારૂં કરશે. હું હાલામણને અહીં તેડી લાવું છું. લ્યો હું રજા લઉં છું.

સોન—બા વેહેલા પધારજો.

રાજ૦—હમણાજ આવીશ. ( જાય છે. )

સોન—સુલેખા શિવ પુજનનો વખત થયો છે. માટે હું પુજન કરૂં છું તેટલામાં તમે મારા પેહેરવાના આભુષણુ તૈયાર કરો.

સુલે૦—બહુ સારૂં બાઇ સાહેબ. [ જાય છે. )



## પ્રવેશ ૫ મો.

### સ્થળ—હાલામણનું મકાન.

**પાત્ર**—હાલામણ, પાછળથી રાજબા.

**હાલા૦**—પિતા હઠીને પુત્રી તુલ્ય પુત્રની સ્ત્રિપર મન બગાડે તેથી બીજુ કયું વિપરીત? કાંતો ઘુમલીનું રાજ્ય જવાનું થયું! કાંતો કોઇનું ગરણુ! અને કાંતો પ્રલયનો સમય નજદીક આવ્યો; નહીંતર આવું સુઝે નહીં. કારણકે "વિનાશકાળે વિપરીત બુદ્ધ" ( વીચારમાં પડે છે. જરા

રાત્રાર પછી ) પિતાજીનું મન પરણુવાના હર્ષમાં હમેશાં પ્રફુલિત રહેતું તેવું આજ કાંઇ દીઠું નહીં તેવા એમ પણ ધરાય છે કે પ્રપંચ ખુલ્લો થયો હશે? યા સોનનું મન તેનાથી નથી માનતુ? ગમે તેમ હો ! પણ કંઈ નવા જુની થઇ છે ખરી.

રાજ૦—( પ્રવેશ કરી ) કાં ભાઇ શું વિચારમાં પડયા છો?

હાલા૦—વિચારમાં તો એમ જે આજે કચેરીમાં ગયોતો પિતાજીની કાન્તિ હમેશ મુજબ પ્રફુલિત જોવામાં આવી નહીં તેથી એમ ધારૂં છું;કે પ્રપંચ ખુલ્લો થયો હશે.

રાજ૦—પ્રિય બંધુ તમારો વિચાર ખરો છે, ખરે તેમજ થયું છે. હું અત્યારે સોન પાસે ગઇ હતી. ભાઇ શું એની સૌંદર્યતા! વળી એની બોલવાની છટાએતો ગારૂં મન આકર્ષી લીધું છે. અહા ! જેવું બારોટે વર્ણન કર્યું હતું, તે ખરે તેવીજ છે.

હાલા૦—તમે જઈને શું કહ્યું?

રાજ૦—મેં જઈને બહુ ધીક્કાર આપ્યા. પરંતુ નમ્રતાથી સહન કરી ક્ષમા માગવા લાગી.

હાલા૦—ત્યારે તમેજ વાત ઉઘાડી પાડી કે શું?

રાજ૦—ના એતો મારા ગયા પહેલાંજ ઉઘાડી પડી ચુકી હતી. તે એમ થયું કે તેની એક દાસી નદીએ પાણી ભરવા ગઈ હતી, ત્યાં આપણી કેશાએ તેને છાંટો ઉડાડયો. જેથી વઢાવઢ થઈ, અને ચડભા ચડભીમાં કેશાએ

મેહેણું મારયું કે તારી સોનમાં અક્કલ હોતતો દુહો પુરો કરનાર હાલામણુ સાથેજ પરણુત પણ આતો તેના બાપ શિયા સાથે પરણુશે. જો વિચારવાળી હોય તો સસરા સાથે પરણે? આવી રીતે ઘણી તકરાર થઈ છેવટે દાસીએ જઈ તમામ વાત સોન પાસે જઇ કહી. જેથી સોને બારોટને ફીટકારી કાઢી મુકયો અને શિયા સાથે લગ્ન થવા બંધ કર્યા.

હાલા૦—આ બધી વાત તમે કોને મોહોડેથી સાંભળી?

રાજ૦—મને સોને કહી. તેને એવું પણ છે કે દુહો પુરો કરનાર પતી. અવર ભાઇ બાપ કરી બેઠી છે. તે મુજબ આપને તેડીલાવવા કહ્યુ છે. માટે ચાલો મારી સાથે.

હાલા૦—બેન એક વખત પિતાની કહેવાએલી, તેની સાથે સંબધ જોડવો કેમ બને?

રાજ૦—ભાઈ તેમાં તમારી ભુલ છે. આતો કપટથી થયું છે. તેના પણની વાત કહી છતાં આમ કેમ બોલો છો? જો નહીં આવો તો તે પ્રાણઘાત કરશે, ત્યારે શું સ્ત્રિ હત્યાનું પાપ લેવું કે શુ?

હાલા૦—ત્યારે જાઓ હું આવું છું.

રાજ૦—બહુ સારૂં.

( બંને જાય છે. )



## પ્રવેશ ૬ ઠ્ઠો.

### સ્થળ ધુમલી સોનનો ઉતારો.

**પાત્ર**—સોન, દાસીયો, પાછળથી રાજબાને હાલામણ.

**સોન**—સુલેખા હજુ રાજબા આવ્યાં નહીં? તે કેમ રોકાણાં હશે?

**સુલેખા**—બા આમ આટલા બધાં અધિરાં શુ થાઓ છો, હમણા આવી પહોંચશે. તેને ગયે ઘણો વખત થયો નથી, પરંતુ તમે પતિને મળવા આતુર થઇ રહ્યાં છો; જેથી વખત ખૂટતો નથી.

**સોન**—ખરે સખી એમજ છે. મારા જીવનહાર પ્રાણપતીની મુખ મુદ્રા જોવા મારૂં મન એટલું બધુ ઉતાવળું થયું છે કે એક ક્ષણ એક વર્ષ સમાન લાગે છે.

**રાજ૦**—બાળી રાણીજી પધારે છે.

**સોન**—શું ખરેખર આવ્યા? સુલેખા, તું રાજબાને આપણા ગબગલના તંબુઓ દેખાડવા તેડી જા.

**સુલેખા**—બહુ સારૂં. (જાય છે.)

**સોન**—અહા! આજ કેટલો આનંદ થશે? (એટલામાં હાલામણને આવતા જોઇ) બોલતી બંધ થઇ શરમાઈ જઇ નીચું માથું કરે છે.)

**હાલા૦**—(પ્રવેશ કરીને. સ્વગત.)

### શિખરિણી છંદ.

દિસે છે આ મુગ્ધા, મન હરણી નારીજ પ્રમદા;

રહું સૂએથી હું, અધરરસ તેનું લઈ સદા.
ગુલાબી છે ગાલો, નજર ઠરતી તે નિરખતાં;
સ્તનો શોભા જોઈ, મદન મદ વ્યાપે અડકતાં.
થશે એવા માંગી, સકળ ગુણ સાથેજ મનવા;
કહું ત્યારે તેથી, કવણ મહ ભાગ્યો સમજવા.

**સોન**—(હસ્ત જોડીને) પ્રાણપતિ! શું વિચારમાં પડી ગયા છો! આવો અહીં બિરાજો. (એમ બોલી હાથ ઝાલી બેસાડ્યા બાદ) પ્રાણનાથ દુષ્ટ બારોટના પ્રપંચરૂપી સમુદ્રના મોજામાં ઘસડાવાને વાર નહોતી; પરંતુ આપ જેવા સદ્‌ગુણી સ્વામી અને ભોળાનાથને પ્રતાપે બચી છું. પણ મારામાંજ ભૂલ જે મેં કાંઈ તપાસ કર્યો નહીં. તે બાબત.

રાગ–કેરબો.

મારા પ્યારા માગું આપ કનેથી માફ માફ માફ;
માગું માફ માફ માફ, માગું માફ માફ માફ. મારા
વણ તપાસે કામજ કીધું, જણાય છે ભૂલ સાફ;
પણ જરાયે દિલમાં ખટકો, રાખશો ન આપ. મારા.

**હાલા**—નહીં જરાયે દોષ તમારો, એ તો ખરેખાત;
**સોન**—ત્યારે શું વિચારો સ્વામી, હેને દીઓ હાથ. મારા.
**હાલા**—મહા મનોહરરૂપ નીહાળી, વિચારૂં દિલ સોય;
અંડ કટાહે એવી બામા, સૃજેલી ન કોય.
જોઈ અભિસારીકા રૂપ, તમારૂં સાફ સાફ સાફ.(૨)

**સોન**— શું શરમાવો,
**હાલા**—............કાં મન ભાવો!

સોન—...........................છઉં તમારી દાસ;
હુલાસ—નિર્મળ સ્નેહે રહું નિરંતર,એવી છે દિલ આશ. જોઇ
સોન—પ્રાણ નાથ હું પણ એમજ ઇચ્છું છું,આપ અહીં બિરાજો
આજ મારે.

રાગ સોરઠ.

શાંતિ દિનછે આજ, પધાર્યા પ્રાણપતી મહારાજ;
સુવર્ણ સૂર્ય ઉગ્યો મારે, ઓલાણી દુખની દાઝ. પધાર્યા.
આમારો બહુ માનું પ્રભુના, રાખી મા'રી લાજ. પધાર્યા.
પાસ રહો પીયુ થાશો ન્યારા, એહ માગું શીરતાજ. પધાર્યા.

હુલાસ—( સોનનો હાથ ઝાલી. )

રાગ કલ્યાણ.

ફીકર તજી પ્રીયા, બેસો તમે અહીં;
ધાર્યું સફળ સહુ, થાશેરે. ફીકર.
તમ મુખ મુદ્રા જોઇ હમેંશા,
રહીશ હું સદાય હુલાશેરે. ફીકર.
મુજ તન મનથી છોડું ન તમને,
બંધાણા છે પ્રેમ તણે પાસે રે. ફીકર.
નિર્મળ સ્નેહથી રહુ નિરંતર.
માગું એમ પ્રભુજીની પાસેરે. ફીકર.

પ્રાણપ્યારી કોઇ વાતની ફીકર રાખશો નહીં. લગન આજને આજ કરી લેશું તમારી દાસીયો વિગેરેને મહારે મકાને આવવા વરધી આપી દીઓ અને તમે રાજબા સાથે આવો હું જાઉં છું.

**સોન**—જાઓ કહેતા મારી જીભ ઉપડતી નથી. આપથી એક ક્ષણ વિયોગી હવે નહીં રહેવાય માટે સ્વામી કયાંઈ બીજે જશો નહીં.

**હાલા૦**—પ્રીયા કયાંઈ નહીં જઉં [એમ કહી જાયછે.)

**સોન**—કેવો નિર્મળ સ્નેહ! હે ભોળાનાથ એવો પતી ભવોભવ દેજે ( દાસીને ) સુલેખા રાજબાને અહીં તેડીલાવ.

**સુલેખા**—બહુ સારૂં બાઈ સાહેબ.

**રાજ૦**—( પ્રવેશ કરીને. ) ભાભી મારો રથ તૈયાર છે. માટે ચાલો હવે રાણા હાલાગણનો મહેલ શોભાવો.

**સોન**—બહુ સારૂં બા ચાલો સુલેખા તમે આ સાગાન સરંજામનો બંદોબસ્ત કરી પાછળથી આવજો.

**સુલેખા**—બહુ સારૂં બાઇ સાહેબ.

( સર્વ જાય છે. )



## પ્રવેશ ૭ મો.

### સ્થળ વન.

### પાત્ર—બારોટ.

**બારો**—હા! પરમેશ્વર તેં મને આવી મત કયાં સુઝાડી [! હા ! જેનું નીમક ખાઇ હું તો શું પણ મારૂં આખું કુટુંબ ઉછરયું છે. હાય ! તેનેજ હું પાપીષ્ટ ખાડામાં નાંખવા તૈયાર થયો? અરે નિચ લક્ષ્મીમાં લોભાઈ અધમ

કૃત્ય કરવા તત્પર થયો ! અરો ધીકાર છે મને ! ! હવે કયાં-
ઈ કરતાં કયાંઈનો નહીં, એવું થયું.

રાગ.

( ઘણા ધીકાર છે મુને ભાઈ, એ રાહ. )

હા કૃત્ય કર્યું મેં કેવું, મહાનિચ કૃતધ્ની જેવું.
અધિક લાડથી તેના પિતાયે, મને રાખ્યો પુત્ર સમાન;
તેને દગો દઈ હાય હું લાગ્યો, દઈને જુઠ બહુ જ્ઞાન.
પણ ગુપ્ત રહે નહીં એવું, હા કૃત્ય કર્યું મેં કેવું.
હવે જીવીને કરવું શું મારે, રહયો નહી ઉભાનો ઠાર,
મુજ પાપીષ્ટથી પૃથ્વીને, થશે અદકો ભાર અરે.
મારે તેમાં સમાઇ રહેવું, હા કૃત્ય કર્યું મેં કેવું.

હવે બાળાંને પણ જઈ મારૂં કાળું મુખ શું દેખા-
ડું? માટે મરવુંજ બેહેતર છે. આમ કરવાનું મુળ " પૈ-
સો, પૈસો ને પૈસો " અરે ! વ્હાલામાં વેર કરાવનાર અને
મહા અધમ કૃત્ય કરાવનાર તને ધીકાર છે. હા! તારી લા-
લચથી એક શુદ્ધ ધર્મ શિળ દેવીને કુવામાં નાંખવા તૈયાર
થયો. અને તેજ કારણ બલકે તારેજ માટે આ મારો પા-
પી દેહ છોડું છું. માટે ધીકાર છે તુને. ( એમ કહી કટાર
ભોંકી મૃત્યુ પામે છે. )



## પ્રવેશ ૮ મો.

**સ્થળ—ઝુમલી શિયાનું એકાંત ભુવન,**

**પાત્ર—શિયોજી પાછળથી હાલામણ.**

શિવાજી—મનનીતો મનમાંજ રહી ગઈ. હું કે'તો નિત્ય આનંદમાં રહી સૂખથી દિવસ ગુજારતો! અરે! જે-ને માટે આટલું દ્રવ્ય ખર્ચી મહેલો શૃંગાર્યા, નાના પ્રકારના પકવાનો કરાવ્યા, હાય! તે બધો મારા ઉમંગનો નાશ કરનાર દુષ્ટ હાલાગણ થયો. અરે! મારા સુખના ભંગ ક-રનાર દુષ્ટ તારા હવે કેવા હાલ કરૂં છું તેતું જોઈ લેજે. અને મુર્ખ સોન જે તારી નીચની સાથે સૂખ ભોગવવાની ઈચ્છાએ સંબંધ જોડ્યો. તો તેને પણ દૂખ સાગરમા નાખી ત્રાહી કહેવડાવું ત્યારેજ મારૂં ઉકળતું લોહી શાન્ત થશે. હાલાગણને તેનાથી વિયોગ કરાવીશ પછી તે ક્યાં જશે.

ચોબદાર—( પ્રવેશ કરીને ) મહારાજા કુમારશ્રીને આપે તેડવા મોકલેલ, તે આવ્યા છે.

શિવા૦—બહુ સારૂં આવવા દીઓ. ( ચોબદાર જાય છે. )

હાલા—( પ્રવેશ કરીને ) પીતુશ્રી વંદન કરૂં છું.

શિવા—હાલાગણ હાલમાં તારૂં ચીત્તરાજકાર્યં બિ-લકૂલ રહેતું નથી, અને મારી ઉપરવટથી ઘણા અનુચીત કામો કરે છે. વળી તારા વીશે પ્રધાનજી પણ કેહેતા હતા કે હાલમાં મારી પાસે રાજ્ય કાયદાનું શિક્ષણ લેવા બિલકૂલ આવતો નથી તે દુષ્ટ શું ધારે છે.

હાલા—( આશ્ચર્યતાથી ] પીતુશ્રી અનુચીત કામો કેવા? વળી આપની ઉપરવટથી શું કરયું! આજે આપના દિલમાં આવો મારા વિષે ખરાબ વિચાર કોણે ઠસા-

જો? પીતુથી હું પ્રધાનજી પાસે હમેશાં જાઉં છું,

શિયો—બસબસ! બોલતો બંધ થા. અરે! દુષ્ટતાના કામો કરી નીચ વળી આંખેથી ડોળ કરે છે?

હાલો૦—અરેરે! એ આપશું કહો છો ! ! !

## રાગ ગઝલ.

( આયે કમજાત પીગલા તેને બહોત દગા દીયા. એ રાહ. )

એશું કહોછો પિતાજી વાત આપ આ,
નથી આવ્યો કદી પિતાજી વાંક મુજમાં. એશું.
કાર્ય અનુચીત પિતા કો દી નવ કરૂં,
આપથી ઉપરવટે ન પગ બહારે ધરૂં. એશું.
જાઉં છું પ્રધાન પાસ નિત્ય પિતા હું,
કહો કટું વચન કરી ક્રોધ આગ શું. એશું.
પિતૃ ભક્તિ પાળું નિત્યને રહુ સદા;
વચન ઉલંઘન પિતા નવ કરૂં કદા. એશું.
વિરૂદ્ધી આપતો પિતાજી ક્યારે હું થયો,
નીતિની વિરૂદ્ધ કદી પગ નથી ભર્યો. એશું.

## રાગ–પીલુ–તાલ–કેરબો.

શીયો૦— ( ક્ષત્રી કલંક કેમ લેશોરે. એ રાહ )

છોડ લવરીનું નીમક હરામ,
બતાવ નહીં મુખ તારૂં રે;
થઈ દુષ્ટ કરયું નીચ કામ. બતાવ નહીં.
દુષ્ટતાએ ભરયું છે તારૂં ગાત્ર, બતાવ નહીં.
તુતો રાજપાટને નહીં પાત્ર. બતાવ નહીં.

નીચનારી કેરો કર્યો તેતો સંગ, બતાવ નહીં.
તેથી ભ્રષ્ટ થયું તુજ અંગ. બતાવ નહીં.
બીજો હોય તો હણું ઘર સુત્ર. બતાવ નહીં.
પણ શું કરૂં જે થયો નીજ પુત્ર. બતાવ નહીં.
તારૂં કાળું કરી છોડીજા આ રાજ. બતાવ નહીં.
દુષ્ટ ધારતો હો દિલમાં જો લાજ. બતાવ નહીં.

રાગ.

હાલો—( ભરથરી ભ્રાતા વિચારીને તમે કરો હું ઉપર કોપ. )
હું જાઉં તજી આ ભૂમીને નવ રહુ અહીં પિતાય,
છું પિતૃ ભક્ત (૨) ભલે હોય કદી અન્યાય. હું જાઉં.
નવ ઉલંધું (૨) હું આપ તણુંજ વચન;
ધીકાર છે તે પુત્રને જે, દુભવે પિતાનું મન. હું જાઉં.
શુણી પિતુ વચન (૨) જેમ ગયા વને શ્રીરામ;
તેમ ચડાવી મસ્તકે હું, જાઉં છોડીને તમામ. હું જાઉં.
કદી માગો શીશ [૨] તોપણુ ઉતારી સોંપુ;
સુજાવેલ હું આપનો છું, આજ્ઞા કેમજ લોપું. હું જાઉં.

બાપુ જો કે મારો વાંક જરાએ નથી; પરંતુ આપની આજ્ઞા એમજ છે તો. આ રાજ્ય ને છોડી સત્વર જાઉં છું. હવે મારા છેલી બાકીના પ્રણામ છે?

**સીયો**—જા દુષ્ટ ઘુમલીમાં એક પળ પણ ન રોકાતાં એકદમ બહાર નીકળી જા.

**હાલો**—બાપુ આપના વચન મસ્તકે ચડાવી કયાંઈ પણ ન રોકાતાં ચાલ્યો જાઉં છું. (હસ્ત જોડી.) વ્હા-

લી જન્મ ભુમી ધુગલી આજે તારો એક વખત કહેવાતો પાટવી કુમાર તારો વિયોગી થાય છે. માટે તેના છેલા પ્રણામ કબુલ કરજે અને તે સદગુણી રાજપુત્રીનું રક્ષણ કરજે. (જાય છે.)

સીયો—પાપી ડોળ કેવો કરે છે તે કોમળાંગીના રક્ષણ માટે તો બ્રહ્માએ મનેજ નિર્માણ કરેલ છે ચાલ હવે તેને કબજનમાં લઇ મારા અંતઃપુરમાં ઘસેડી લાવું.



# अंक ४ थो.

## પ્રવેશ ૧ લો.

### સ્થળ—બર્ડાની બગાધાર નામની ટેકરી.

પાત્ર—હાલામણ.

હાલા૦— સોરઠો.

બેઠો બગાધાર, ગન જાણ્યું ગનામણું આવશે;
દેશવટો ધરાર, સાચે મને શિયાને.

ચાલ હવે અહીં બેઠે આરો નહીં આવે. માતુશ્રી ધુમલી હવે તારા આ છેલ્લા દર્શન કરી તારો રાજપુત્ર સદાને માટે જાય છે. અફસોસતો એટલોજ કે તે રાજપુત્રી એ બેપડી માટે મારી સાથે સંબંધ જોડયો. અરે હું એમ જાણતો હતતો એવું કરતજ નહી. હાયા તેને કાગાધ પિતા પાછળથી કોણ જાણે કેવું દુઃખ દેશે! માતુશ્રી ધુ-

મલી ! અરે ! અમારા પુર્વજોની પવિત્ર રાજ્યધાની તારી પર થનાર અધમ કૃત્ય અટકાવજે અરે ! શીળવતી રાજપુત્રી કે જે તારા પાટવી કુમારની પટરાણી. તેનું શિયળભંગ થવા દેજે નહીં હવે હું તને છેલા નમસ્કાર કરૂં છું.

રાગ– ગઝલ.

( જાતા હું મેં ફાંસીકો સરકાર કું સલામ. )

હું જાઉં છોડીને તુજને, સ્વભુમી ધુમલી;
પ્રણામોપર પ્રણામ છે, આવાર ધુમલી.
જન્મી તારી ઉપરે મેં, ન કામ કો કર્યું;
આભારી છું તાહરો, હું માત ધુમલી.
રાખજે સત્ય પતિ મારીનું તું ધુમલી.
સોંપુ છું તાહારે હવાલે, ગમ માત ધુમલી.
દૂભવા દેજે નહીં કદી, તું તેહને જરી;
છેવટ વિનતી એજ છે હે માત ધુમલી.

આ વખતે કોઈ અહીં છે પણ નહીં કે મારી પ્રાણ પ્યારીને દિલાસાના વચન કહી મોકલું. અહા! મારા મરાના સમાચાર તે સાંભળશે ત્યારે તેને કેવો ખેદ થશે ! હે પરમેશ્વર તે સદગુણી રાજપુત્રીનું રક્ષણ કરજે. ( એમ કહી ચાલ્યો જાય છે. )



## પ્રવેશ ૨ જો.

### સ્થળ–ધુમલી હાલામણનું મકાન.

પાત્ર–સોન, સુલેખા, ચંપા, પાછળથી શિયોજી અને રાજમા.

સોન—સુલેખા હજુ પ્રાણનાથ પધાર્યા નહીં. હા ! કેમ થયુ હશે?

સુલે—બાઈ સાહેબ ધીરજરાખો હમણા આવશે.

સોન—પણ તેટલામાં તું.

દીંડી.

કર હાર લલિત પુષ્પોના તું વેહેલી,
જાઈ જુઈ વચ્ચે નાંખજે ચંબેલી,
વળી મોગરાને માલતીજ સાથે,
બાજુ બંધ કર બાંધવાને હાથે.
જેથી પ્રાણનાથ દિલમાંહે રીઝે,
ખુશ થાય નાથ એવું નિત્ય કીજે,
શુદ્ધ સતી નારનો છે ધર્મ એવો;
પ્રભુ સમાન નીજ નાથ માની સેવો.

ચંપા—( પ્રવેશ કરીને. ) બાઈ સાહેબ ગહા જુલમ થઇ ગયો !! હાય ! આખા શહેરમાં હાહાકાર થઇ રહ્યા છે.

સોન—હેં એવડું બધું શું થયુ છે?

ચંપા—બાઈ સાહેબ દૂષ્ટ શિયાએ દાટવાળ્યો !! આપના પ્રાણપતી હાલામણને દેશવટો દીધો. અને તે આપને પોતાને તાબે કરવા અહીં આવે છે.

સોન—હરહર શંકરા !! આ શો કોપ? હા! દૈવ મેં એવડો મોટા તારા અપરાધ શું કર્યો? જે કયાંઈ ઠરીને બેસતીજ નથી, અરે! જ્યારથી બાળપણથી નીકળી છું ત્યારથી દુ:ખ દુ:ખને દુ:ખ બીજું કશુ દેખાતીજ નથી,

**રાગ.**

( પીયુને તજાવનાર વેરી અલંકાર. )

પ્યારા પિતા પ્રભુ મારા, પ્રાણના દાતાર;
દુખો દઇ આમ કેમ, કરે છે લાચાર.
શું રે અપરાધો એવા, તારા મેં કર્યા,
જેથી આડાં આજે મારા, પ્રાલબધે ફર્યા.
નથી ચુકી નીતી કેરી, રીતી હું કદા;
એક ચીતે આરાધતી, તુને સર્વદા.
તેનારે ફળો શું આજે, આપ્યારે તમે;
દુખી થાય પુત્રી તારી, તુને શું ગમે.
પ્રાણનાથ થકી કીધી, જુદીરે આવાર;
મુકી નાથ ચાલ્યા ગયા, જીવવું ધીક્કાર.
અરેરે શું આને કરે, જગના આધાર,
દુખરૂપી અસ્ત્રો વડે, દિએછે શું માર.
[ આગ બોલી મુર્છાગત થાય છે. )

**સુલેખા**—બા આ વખતે જો આપ આગ રડી ધીરજ છોડી દીઓછો અને એટલા દીલગીર થાઓ છો જેથી અમારૂં દિલ પણ રીબાય છે. જયારે આપણે બધાં રોરો કરશું ત્યારે આપણને ધીરજ દઈ છાનું રાખનાર કોણ? મારે સંકટ સમયે ધીરજ રાખવી. હજુ કોણ જાણે આપણી માથે શું વિતક વીતશે, અને દૂષ્ટ શિયો કોણ જાણે શુંએ કરશે. માટે તેનાથી સાવધ રહી આપનું શિયળ સચવાય તેવા વિચારમાં રહો.

સોન—મારી વ્હાલી દાસી તેં કહ્યું તે ખરૂં પણ.

સોરઠો.

ઉતારો અંગાર, મને લાગે જાતાં જેડવો,
મારી ઉરમાં માર, કયાં હાલ્યો ગયો હાલામણો.

અરેરે એ દુખ મારા દિલમાં સાલ્યા કરે છે. હે પ્રાણનાથ ! !

રાગ.

મુને છોડીરે. [૨]
ગયા પ્રાણાધાર, જીવનહાર હાય મુને,
અંતરમાંહી બળે છે ઝાળ, પ્રીત આપ સાલે;
પડતું નથી કેમે ચેન, વિરહ કેરી ઝાળે. ગયા.
હવે જીવીને શું કરવું મારે, આ સંસારમાંહી;
નાથ વિના સૂણ સખીરી, મરવું ઝેર ખાઇ. ગયા.
નિરાધાર કરીને નાથ, આમશું ગયારે;
દુખણી થાશે પ્રીયા એમ, નાવી દિલ દયારે. ગયા.

હે પતી! અરે હવે મારા કેવા હાલ થશે? તેનો વિચાર આપે કર્યોજ નહીં. હાય ! આ વખતે તમે કોણ જાણે કયાં હશો? અરે ! તમારી સ્થિતિ કેવી હશે?

નેપથ્યમાં—નિઘા રખીયે મહેરબાન.

સુલે૦—બાઈ સાહેબ કૂર શિયાની સ્વારી અહીં આવતી હોય એમ લાગે છે.

સોન—સખી હવે શું કરવું?

સુલે—બાઈ આપ અંતરપટ દઈ બેસો. આ શીઘ્ર

તમારાંજ છે. તે જ્યાંસુધી સલામત રહેશે ત્યાં સુધી તેનો ગકદૂર શું છે કે તમારૂં નામ લઇ શકે.

**સોન**—ચંપા તું દ્વારમાં ઉભી રહે ને કામાંધને શિખામણ દઈ માંનેતો પાછો કાઢ. અને સુલેખા તું રાજબાને તેડી લાવ.

**ચંપા**
**સુલે** } બહુસારૂં બાઇ સાહેબ.

**શિયો૦**—( પ્રવેશ કરીને. ) તારી બાઇને જઈને કહે કે ધુમલીના મહારાણા અને તારો ખરો પ્રાણરક્ષક તારી મુલાકાતે આવે છે.

**ચંપા**—અરેરે! આપ પીતાતુલ્ય થઈ આમ શું કહોછો! અરે! તમારા પુત્રની પત્નીને આમ કહેતાં શરમ કેમ નથી થતી? પિતાજી આપ વિચાર કરો કે સ્વસુરને પિતામાં ફેર શો? આવો ખરાબ વિચાર છોડી અને પાપથી ડરી ચાલ્યા જાઓ. તેમ નહીંતો જે શરીરમાં તમે લુબ્ધાઈ રહ્યા છો, તેમાં શું શું વસ્તુ ભરેલી છે તે સાંભળો.

### ઢાળ.

જે તન જોઇ છાકયા ડોલો, તે તમે જુવો વિચારીજી;
નખ શિખ શુધી નિંદા જેવું, શી ગહી વસ્તુ સારીજી.
માંસ રૂધીર તે માંહી ભરીને, ઉપર મહીયું આકુજી;
મોહ તણે વશ થઈને મૂરખ, દેખેછે રૂપાળુંજી.
હાડતણા પગહાથ બનાવ્યા, કટકે કટકા સાંધીજી;
તેમાંહી દ્રઢ ગમતા તમને, એશી આવી આંધીજી.

ઉદરમાંહિ આંતરડા ભરીયા, આવે ગંધ નઠારીજી;
રગ રગમાં રોગે વીટાણું, મળ મુતરની ક્યારીજી.
( બ્રહ્માનંદ. )

વળી તે ક્ષણ ભંગુર છે. માટે મોહ છોડી ચાલ્યા જાઓ.

શિયો૦—રાંડ નીચ બાંદડી શું તું મને બોધ કરેછે? ચાલ થા દૂર ( એમ કહી આગળ ચાલે છે. )

ચંપા૦—[ આડી ફરીને. ) પિતાજી આમ વિપરીત શુ બોલોછો? વિચાર કરો! વિચાર કરો!!

શિયો૦— રાગ.
(જાજા હંજારી પીંજારી મેંતો ઘણી જોઈવાળી. )
છટ લઠ સઠનારી, બંધકર જીભ તારી:
કટુ કહેછે પુકારી, નહીં બીક ઉર ધારી,
લઈશ જીભ હું ઉતારી, નતો બોલજે વિચારી. છટ.
અરે પિતાજી પિતાજી, કોને કહેછે તું કહેછે.
રાજની રીતીને નત, લહેછે ન લહેછે.
પિતા તેનો બાપ, હુંતો નાય આપો આપ.
એમાં શાનું મારે પાપ, રાજનિતી દીલધારી. છટ.
એમ કહી પાટુ મારેછે. જેથી સોન શરમ છોડી સામી આવીને)

સોન—હાંહાં! પિતાજી વિપરીત કેમ કરો છો. [ દાસીને ) વ્હાલી હું દુર્ભાગી માટે તારે પણ કેટલું દુઃખ સહન કરવું પડે છે? (શિયાળજીને) પીતાજી તમારે આવું શા સારૂ કરવું પડે છે?

શિયો—પ્યારી જ્યારથી બારોટને મ્હોડેથી તારૂં વર્ણન સાંભળ્યું છે ત્યારથી હૃદય તારી સાથે જડાઈ ગયુ છે. તેં હાલામણ સાથે સંબંધ જોડયો પણ તેનાથી તુ કંઈ સુખ ભોગવત નહીં. તેટલા માટે તો તેને દેશવટો દઇ તારૂં મન અહોનિશ વિવીધ સૂખોથી રંજન કરવા અહીં આવ્યો છું.

સોન—            રાગ કેરવો.

હાહા નાત વહોશું આગ, વચન ઊતપાતનારે. (૨) ટેક.
પુત્રીને હા પ્યારી એવાં, શબ્દ છે અનર્થ જેવાં;
નહીં સમજો એ જેવાં તેવાં, પાત્ર કુંભી પાકનારે. હાહા.
શિયો—બોલનહીંતું બોલ નઠારો, કહેકહે મુજને પ્યારો મારો;
સોન—રેરે! આમ બંધાઓ શાને પાપમાંરે. હાહા.
શિયો—રેરે પ્યારી કેહેશું એમ.
સોન—....................પિતા વિપરીત બોલો કેમ;
શું રે જેમ તેમ વહોઙો વાતમાંરે. હાહા.
કહુંછું હજી શિર નમાવી,
શિયો—તો દઇશ મુજ જીવ સાથ લગાવી,
શીદ લવરી કરો છો,
શિયો—આવી હાથમાંરે. હાહા.

સોન—પિતુશ્રી હું પગે લાગીને કહું છું કે તમે મારાથી દૂર રહો. ક્રોધાવેશમાં મારાથી અઘટિત શબ્દ બોલાઇ જશે. માટે વિચાર કરી પાછા જાઓ.

શિયો—અરે! એ શું કહેછો શું તુને મૂકી હું પા-

છો જાણે? અરે! ત્યારે તો જીવ પણ ક્યાંથી રહે. તું તો મારા રાજ્યની પટરાણી થવાની, મારા તન મનની સર્વોપરી થવાની, અને સુખદૂખની સાથી થનારી તેનાથી જુદો રહું!

**સોન**—બસ બસ! હવે બહુ થઈ છે. હજી પણ કહું છું કે વિચાર કરો? અને આવા કનીષ્ટ શબ્દ બોલી મારા કર્ણો અપવિત્ર કરો નહીં. પિતાજી તમારા મહાન અને પવિત્ર કુળનો વિચાર તો કરો કે તેમાં કેવા કેવા પ્રતાપી હનુમાન, મોરધ્વજ ધુમલીનો સ્થાપનાર શિલકુમાર, નાગાર્જુન, વિગેરે રત્નો થઇ ગયા છે. વળી તમારા પિતા મહે વાઘેલા સાથે મહા દારૂણ યુદ્ધ કરી રાણાનો ખેતાબ મેળવ્યો. અરે એવા મહાન પુરૂષોને, અને જેઠવા નામને શા માટે કલંકિત કરો છો!!

**શિયો**—પ્યારી બોલતા વધીજા નહીં. તું મને ગમે તેટલા શબ્દ કહી મારૂં અપમાન કરીશ તોપણ કદી તુને મુકનારજ નથી. ( એમ કહી પાસે જાય છે. )

**સોન**—( છેટી હઠી જઇ અને ક્રોધીન થઇ. )

**રાગ ખમાચ ઠુમરી.**

અરે સઠહઠ નીચ વચન કહે છે શું,
પાપીસ્ટ બનીને આમ કરે બકવાદ શું. અરે.
પુત્રીવત તારી તેને પ્યારી કહે શું,
મૂરખ મૂરખ મૂરખરે.
અરે થા દૂર દૂર ક્રુર આંહી થકી,

થશે પાયમાલી તારી માટે નીચ ચેત તું. અરે.

**શિયો**—ચુપ રાખી બકવાદ નહી કર. ખુશીથી માને તો સારૂં છે, નહીંતર પછી સેહેજે કબુલ કરવું પડશે તેવું કરીશ માટે.

**રાગ ખમાચ.**

નવ હઠકર નાર, રહે જોડી મુજ પ્યાર,
કર દિલ વિચાર, મનમાંહે જરી;
નહિતો થઇશ ખુવાર, તુજ હઠ થકી. નવ.
અરે શીદ અપમાન, કરે થઇ ગુણવાન,
દઇને પ્રીતીપાન, કર ખુશ મને,
નહી રહે શાળવાન, હવે છોડ જકી. નવ.

( એમ કહી ગળામાં હાથ નાંખવા જાય છે. )

**સોન**—( છેટી હઠી જઈ. ) દૂર કામાંધ દૂર નીચ તારી પુત્રી તુલ્ય વધુને પ્યારી કહેતાં જીભના કડકા કેમ નથી થતા!

**શિયો**—અરે હજી બકવાદ કરે છે. ( એમ કહી તેની બાથ્રી દોડે છે. સોન છેટી હઠતી જઈ. )

**સોન**— **ગીતી.**

ધાજોરે મુજવારે, ગીરીજા પતી શંકર ભોળા;
પડેછે નિર્બળ અબળા, પતીવ્રતે રોડમ રોળા.

**રાજ**—( પ્રવેશ કરીને. ) અરે કામાંધ પિતા આ શુ જુંલમ ગુજારો છો? શું જેઠવા કુળને કલંકીત કરી શામો ડાઘ લગાડો છો? તમારી પુત્રી તુલ્ય વધુપર આવું

ચાંડાળી કૃત્ય કરતાં શરમ કેમ નથી થતી? અરે! આમ.

રાગ.

( નીર્બળ શત્રુ સબળ રાજપર એ રાહ. )

નફ્ટ બનીને અરે અરેરે, આશું જુલમ ગુજારોછો;
પુત્ર પત્નિપર હાયહાય, આ કેર કરી શું ધારોછો. નફ્ટ.
અરે કલંકીત નાગ, થશે જેઠવાનું આગ;
કર્યે નીચ આવું કામ, કેહેશે ધીકછે તમામ.
જેથી થશે મુખ સ્યામ. નફ્ટ.

( આવું સાંભળી શિયોજી શરમાઈ ચાલ્યો જાય છે. )

**સોન**—( હસ્તજોડી. ) રાજબા જો તમે અહીં ન આવી પહોંચ્યા હોતતો, મારૂં શુંએ થયું હોત! બા મારે જીવ કાઢયા શિવાય બીજો છુટકો હતો નહીં હાય એકતો પતીને દેશવટો દીધો તેના દુખમાં ડુબેલી હતી, તેવામાં આવી મારી વ્હાલી દાસીને પાકું મારી મારીપર આગ જુલમ ગુજાર્યો. ત્યારે હવે મારે.

રાગ આશાગોડી. મનહર મીશ્રીત.

કરવું હવે શું રે મારે, કહો બાઈ કરવું હવે શુ રે મારે. ટેક.
પ્રાણપતિને દુર કરીને, આવ્યા નીચ વીચાર ધરીને;
હું સમજાવું ફરી ફરીને, તોયે કર્યું ન ધારે. કહો.
વારે વારે કહીને પ્યારી, બોલ વજ્રસમ બોલે ભારી;
પણ કોને કહું હું લાચારી, ત્યાં આવ્યા તમે વારે. કહો.
આ જીબ્યા પાઈ ભલુંજ મરવું, કાંતો શોધે નાથની ફરવું,
શિયળ સાચવીને ઉગરવું, કામાંધ પિતા થયો જ્યારે. કહો.

**રાજ૦**—તમે દિલગીર થાઓ નહીં. દુષ્ટે હાલામણને દેશવટો અપરાધ સિવાઇ દીધો, અને વળી માથેથી આવો જુલ્લમ ગુજારે છે તો તેનો કંઇ પણ ઘાટ ઘડી મારા પિતાજીની સલાહ લઈ અહીં આવું છું હાલ હું રજા લઊં છું.

**સોન**—બહુ સારૂં બા. [ રાજબા ગયા બાદ.] દુષ્ટે આવી મારી પુજામાં પણ ભંગ પાડયો. સુલેખા ચંપાને સાથે લઇ સામગ્રી તૈયાર કર, એટલામાં હું સ્નાન કરી લઊં.

**સુલેખા**—બહુ સારૂં બાઇ સાહેબ.

( સર્વ જાય છે. )



## પ્રવેશ ૩ જો.

### સ્થળ ધુમલી ચદ્રસિંહનું મકાન.

**પાત્ર**—ચંદ્રસિંહ, રાજબા.

**રાજબા**—પિતાજી જુલમ નહીં તો શું? અહા મેં મારી નજરે જોયું છે, તેથી મારા દિલમાં અંગારા ધુધવાયા કરે છે. અરે! એક નિર્દય કસાઇના હાથમાં દુર્બળ ગાય સપડાએલ હોય, અને મરવાની બીકથી જેવા બરાડા પાડે તેમ એ પતિવ્રતા સોનનો પૂકાર સાંભળી, મારાં રૂંવેરૂંવા ઉભાં થઇ ગયાં. જો એ વખતે તે ચાલ્યા ગયા ન હોતતો મારૂં પરાક્રમ બતાવત અરે ધીક્કાર છે તમો બધા બાયાતોને જે હાલામણને વિનાપરાધે દેશવટો દીધો. તે વખતે

તમે કંઈ બોલી શકયા નહીં! તમારૂં શૂરાતનતો ત્યારેજ જોઈ લીધું. બોલો હવે આ જુલમ થાય છે તેની અટકાયત કરવી છે કે નહીં?

**ચંદ્રસિંહ**—પુત્રી અમે બધા ભાયાતો એકઠા થઇ તેને રાજ્યપરથી ઉઠાડી પદ ભ્રષ્ટ કરીએ એટલી અમારામાં સત્તા છે. પરંતુ જેઠવા કુળની રીતથી વિરૂદ્ધ થાય માટે તેમતો કરી શકતા નથી પણ.—

**રાજ**—ત્યારે આ જુલમ થાય છે તે જેઠવા કુળની રીતથી વિરૂદ્ધ નહીં કે?

**ચંદ્ર૦**—તારે નકી સમજવું કે તેમતો હવે નહીંજ થવા દઈએ.

**રાજ૦**—કદી તમારી વાત એ નહીં માનેતો?

**ચંદ્રસિંહ**—હાલમાં શત્રુઓ વિશેષ થયા છે, અને એમ પણ સાંભળ્યું છે કે ઉતરથી યવન લોકો કાઠિયાવાડમા થોડા રોજમાં ચડી આવનાર છે. તો તે વખતે બીલકુલ મદદ નહીં કરીએ. વળી આ બાબત પ્રધાનજીની પણ સલાહ લેવા જાઉં છું. પછી જે નિર્ણય થાય તે ખરો.

**રાજ૦**—હા, ત્યાં જાઓ, અને તે કામ સત્વર કરો.

( જાયછે. )



## પ્રવેશ ૪ થો.

**સ્થળ-જાળીનું ઘર.**

**પાત્ર—જાળી અને લાધી.**

**જાળી**—આજ કાલ બાઇરીનો પણ જુલમ વઢીઓ-ચ. રાંડ આખો ડારો ફ્લારૂ નાવ ને ધીકરૂં નાવ, ને પુ-છરૂ નાવ કરીઆજ કરેચ. ઇ ગારાઠી કેગ પુરૂ હાય? એ-ની ઢારણાટો હું બઢીય સમજ્યોચ, કે ઘર હલાવન્નારી લ. ઠ પણ આ બંડો કયાં લાડારના મેરગાં છે જે જવાડીએ. ભલો ખુંડ ઘુટવાનો ઢોકાને ભલો એનો વાહો.

**લાધી**—( પ્રવેશ કરીને ) આઈ મુવો ઢઈ રાઈ ગી-ઓ મારો વાહો ભાગહે? હવેટો ઘર લહી લહીને લહીજ હલાવું.

**જાળી**—લે ભુલયો ભુલયો સારી, હવે લહી કરૂ. આટો રાટને ડારો ડુખઢીઢા કરચ ઇહારૂ પેટે બરીાઉ કેનુ પરીાિચ.

**લાધી**—ગમે ઇ હાયની પણ—

રાગ.

( શણગાર સુણોને સવારનો એ ઢબમાં. )

લહીરે હલાવુ ઘર ટાહરૂ, મુવા લગરે કઇ ગાલ,
ગાંજુરીઓને ડારૂરીયો, ગોઠા ખાટો ચાલે ચાલ. [૨] લહીરે.
અનાજ ઘર એ કટકનું, બીજી ટકના રામ રામ,
ટાએ જાએછે ડારૂપીવા, ટાય કલાલોનું કામ. (૨) લહીરે
ગોટીહ હું કોક વાંકરો, કાળી ગરીઅ ભૂખે,
રાટને ડારો મોજ માણ્હું, હુહ હે જે હુએ. (૨) લહીરે.
આજઠી ટારે મારે ટુટીગીં, મુવા લગણા લાડાર,
આહાલ્રા હું સ્યાક પીઠગાં, ગોટીહ લવલો બરહાર. (૨) લહીરે.

**જાળી**—વહુ બોલી હતો જાઇ હલ્યાટમાં, ઘડી હટારો હું ઘાટ;
એમ કરતાં હમજીહ નહીં, ઢોકો ઢાંઢાની સાથ. [૨] વહુ
ટેરાવુ આખો ડાયરો, કાઢું લ્યાટની હું બાર,
કોકડી ઝપાટે આવી બાયના, લાક કાપુ તે ઠાર. (૨) વહુ
ગાટે હમજ્ટો હારૂ ઘણુ, ઘર રહે મારી લાર,
આસ્ટાં મારી મન ઠાયતો, ગોટજે કોકડી ઠુકાય. [૨] વહુ

**લાધી**—મુવો લ્યાટનીજ ડરાગણી ડીઠા કરેચ. કાંઊ-ટારા ઘરમાં રહીને ખાઊં હું કારજા? થોરૂ ઘણું હદુ ઈ ડારગાં વટાવી આવીયો.

**જાળી**—ને આ ડારૂંનું'ટો પાણી સરખી થઈને રેતી-હોતો આ હાલીયો ગછી મારવા. [ એમ કહી જાય છે. ]



## પ્રવેશ ૫ મો.

### સ્થળ—સિંધની હદનો દરિઓ.

### પાત્ર—હાલામણ જાળી.

**હાલા**—વાહ દૈવ ! તારી ગતી ગહન છે ! ! અરે ! એક મોટા રાજયનો ધણી, જેણે કશુ દુઃખ સ્વપ્ને પણ ન જોયેલ, તે આજ વનવન અને ટીંબા ટેકરા આથડી દિવ-શો નિર્ગમન કરે છે. અરે ! જેને હજારો માણુસો ખમા ખમા કરતા, તે આજે આ દરિયાની રેતીમાં અસહ્ય દુઃખ વહતો ભટકે છે. વળી દિનપ્રતીદિન વિવીધ પકવાનોનો જ મનાર આજે ફળફળાદીથી પોતાનો નિર્વાહ ચલાવે છે. હાય ! તેને ઉપલું સુખ સાંભરી આવી દુઃખ થતું થતું

હોય ? (વિચારમાં પડે છે.) અરે મારૂં મન કેવું દયાહિન ? કારણ કે પોતાપર નિર્માલ્ય દુ:ખો પડ્યા: તેમાં તો દુ:ખ દુ:ખ કરી રહ્યું છે. પણ તે દુ:ખ ખોટું રડે છે. ખરૂં દુ:ખ તો તે રાજપુત્રીને !!! જેને માત્ર એકજ દિવસનો સંબંધ !!! અરેરે ! હજુ તેના પવિત્ર અને કોમળ હસ્તથી મીંઢળ તો છુટ્યું નથી, તેટલામાં તેના દુર્ભાગી પતિનો વિયોગ !!! હાય ! ત્યારે તેને દુ:ખ કેવું ? ઉપરાંત પણ પાછળથી ક્રુર પિતા કોણ જાણે કેવીરીતે જુલમ ગુજારી તે કોમળાંગીને દુખ દેતો હશે ! ત્યારે ખરી દુખણી તો એજ કે ? હાય ? પણ તે મારેજ માટે કેની ?

## ભૈરવી—ગઝલ.

હવે પ્રભુ કૃપા કરો, વિયોગ દુ:ખતો હરો. ટેક.
વિના પરાધથી ખરે, દુખી હશે પ્રીયા અરે;
થયો વિયોગ તેહનો, કયા કરમને શરે. હવે૦
નથી દીધું જરાય સુખ, રે પ્રિયા તુને તહીં,
હું અભાગી કારણે, તું દુખો સહેય સહી.
નથી વિસારી તુજને, છો પ્રિયા મુજ પ્રાણથી;
વિરહમાં બળી બળી, છોડીશ દેહ આ નક્કી. હવે૦

હા ! પ્રાણપ્યારી તારૂં શશી સમ મુખ મેં ફરીથી જોયુંજ નહીં ! અરે ! તારૂં ત્યાં શું થતું હશે ? તુ આ વખતે કેવી સ્થિતિ ભોગવતી હઈશ ? ઠીક દૈવ ! આ ઉપરથી સમજવું કે મારા મંદભાગ્ય ! બીજું કાંઈ નહીં. (દરિયા તરફ જોઈ) અરે ! પણ મારા દેશનો વાંસ આ

દરિઆને કાંઠે ક્યાંથી ? શું પરમેશ્વરે મને દુખી જાણી મારી પ્યારીના ખબર દેવા તેને મોકલ્યો હશે ? ચાલ તેને પુછીતો જોઊં. ( વાંસ પાસે જઇ ) વ્હાલા ! શું મારે વિયોગે તારા પણ આ હાલ થયા ? કારણ કેઃ—

સોરઠો.

હાલાગણુ હતા, કાતળીએ કપાતી નહીં;
જેઠવો જાતાં તું આજ વનવન વિખાણો વાંસડા.

પણ મારા મનમાં આજ એટલો તો હર્ષ થાય છે, જે દેશાઈ સાથે મળ્યા તો ખરા ?

સોરઠો.

બર્ડાની ભરી બથ, લઈ આંગણુ રોપાવું,
દેશાઇ દીઠે દીઠ, આજે વિઘ્ન હરૂં હુ વાંસના.

બોલ વહાલા ! તારે બરડો છોડી અહીં સુધી કયે દુખે આવવું પડ્યું ?

સોરઠો.

વ્હાલા વિયોગી વાંસ, અહીં શીયે અવગુણે આવીયો,
ભણુને મારી ભોમતો, મને સંદેશો કંઈ સોનાનો.

(આવું સાંભળી)

વાંસ — સોરઠો.

કાચો કાપ્યો કબાડીએ, ઝીંકયો ઝરૂં માંય;
લોઢે લેવાણો આજ, તેથી સુખ ન રહી સોનની.

હાલા—એવા મારા મહદ્‌ભાગ્ય કયાંથી જે સોનાના સમાચાર સાંભળું ? હા ? શું ધુમલીમાં હતો ત્યારેજ

નશીબ સવળા હતા? અને હાલ અવળા થયા! ના ના તેનું પારખું તો જોવું માટે ચાલ પેલો જાળી જાળ નાંખે છે ત્યાં જઈ મારૂ નશીબ અજમાવું (જાળી પાસે જઇને]

સોરઠો.

જાળીડા નાંખને જાળ, એક હાલાગણા નામની;
કરગ છે કપાળ, કે બ્હોતેરશે બરડે રહ્યાં.

**જાળી**—ને બાઇ આ તારા નામની? (એમ કહી ને નાંખે છે તો માંહેથી ઊગદ્દ જવાહીર નિકળે છે જેથી) આવું જોઈ તારે વિચારમાં ન પડવું કારણ કે મેરામણમાં આવું લીકરીઆ કરેચ. તે હારૂ તો હું પણ ઘણા ગાઉનો પંથ કરીઓ કરીઓ અહીં દારદર દુર કરવા આવીઓ છુ.

**હાલા**—જો એમ હોય તો સોરઠો.

જાલીડા નાંખીને જાળ, તારા નમતની નોંધીને;
માંહે આવે શંખલાને સેવાળ, કાં માછલીઊ ટોળે મળે.

**જાળી**—(મનમાં જાણ્યું જે મીઠા મેરામણમાં આવુંજ નિકળતું હશે માટે નિકળેલું જવાહીર પાછું નાંખીને) કાંઊ તારા નામથી લીકરતું હશે? તો આ મારા નમતની (જાળ નાંખે છે તો માંહે સેવાળને સાંખલા સિવાઇ જોયું નહીં.) તું ફાક દુર્ભાગીઓ છે લહીં તો પેહેલુ કેવું લીકરીઉતું માટે ઝટપટ અહીંથી ચાલયો જા, (હાલામણને ઉભેલો જોઇ) કહું છું કે હાલયો જા.

**હાલા**—જો મારા પગલા ખરાબ હોય તો લે હું જાતો રહું છું (એમ કહી જાય છે.)

જાળી--[ જાળ નાંખતો વહયો જાય છે. )



## પ્રવેશ ૬ ઠો.

### સ્થળ--શિકારપુરનો રણવાસ.

**પાત્ર**—લાલાગણની ફઇબા, પાછળથી દાસી અને લાલાગણ.

ફઇ--(સ્વગત) ધુમલીને છોડગે આજે ઘણા વર્ષો થયા પરંતુ ત્યાંના ખુશખબર કાંઈ નથી. જેથી મારા દિલમાં ફીકર થાય છે. સાસરામાં ગમે તેટલું સુખ હોય, પણ માવતરને ભુલાતું નથી દુનિયાની સ્વભાવિક રીતી છે કે કદી માવતર ગરીબ હોય, અને સસરાને ત્યાં અનેક સુખની તૃપ્તી મળતી હોય, તોપણ ત્યાં જવાની મનોવૃત્તી થાય છે. વળી જગતમાં ઘણી વસ્તુનું વિસર્જન થઈ શકે છે, પરંતુ જન્મ આપનારને ભુલાતું નથી.

દાસી--( પ્રવેશ કરીને ) બાઇ હું અત્યારે બજારમાં ગઈ હતી તો ત્યાં મારી નજરે.

**દોહરો.**

કાળો ઘોડો કાટવો, બખર ભાલું હાથ;
બાઈ આપણી બજારમાંમેં દીઠી જેઠવાની જાત.

ફઇ--જા જા મસ્કરી શું કરે છે? આ વખતે મને તેનું સ્મરણ છે તો તું તે માટે કહે છે કે શું ?

દાસી—નહીં બાઇ સાહેબ! હું ખરેખરૂં કહું છું આપ આગ્ના આપો તો હમણાંજ તેડી લાવું.

ફઇ—ત્યારે દાસી જલ્દી તેડી લાવ.

દાસી—બહુ સારૂં બાઈસાહેબ (એમ કહી જાય છે)

કુઇ—અરે એને કોણ આવ્યું હશે! મારા મનમાં આજે જે ચીંતવન હતું તે શું ખરૂં પડશે? (એટલામાં હાલામણને દાસી પ્રવેશ કરાવે છે તે જોઇને) ખરેખર છે તો જેઠવો. (ઊભી થઇ હાલામણને)

(ઘરસેં ઈહાં કોન ખુદા કે લીયે—એ રાહ.)

રહો કોણ દેશમાં શું, આપ આવીયા છો અહીં;
કહો કોણ જાત માત, તાતનુંજ નામ લઇ.
હજુ છો બાળવેશ, શીદ અટણ પ્રદેશ કરો;
દીસો છો ક્ષત્રી જાત, મુખ મલીનથી શું ફરો.
કહોનીજ વાત ભ્રાંત છોડીને સકળ અહીં;
કરો નિવૃત્ત મુજ સંદેહ, વાત ધ્યાન લહી.

(દશા આશી થઈ મારી. એ રાહ.)

કહું શું વાત હું મારી (૨) બળે દિલ દાહતો ભારી. ટેક.
બર્ડો છે મુજદેશને, ધુમલી છે મુજ ગામ;
જેઠવા કુળ છે માહેરૂ, શિયોજી તાતનું નામ.
દિધો વનવાસ ધિક્કારી (૨) વગર વાંકે ન વિચારી. કહું
રાજપુત્રી એક સોનજે, પરણી તે મુજ સાથ.
મુજ તાત જોઈ તેહને, ઇચ્છયું કરવા હાથ.
મને વનવાસ તો દીધો, (૨) વિયોગી તેહનો કીધો. કહું૦
પતિવૃતા એ પ્રેમદા, શું થયું હશે એનું;
એહ દાહમાં દાઝતો, ફરૂં વિદેશે હું

મળું હું હાય ક્યારેરે, (૨) પડે દિલચેન ત્યારેરે. કહું૦

ફુઇ—( દોડી જઇને ) હા મારા પ્યારા પુત્ર તારા તેણે આ પ્રમાણે હાલ કર્યા ? ( બાથમાં ઘાલે છે ) પુત્ર તુ મને ઓળખે છે ? ક્યાંથી ઓળખતો હોય ? જ્યારે તું નાહાનો હતો, ત્યારે હું ઘુમલી છોડી અહીં આવી છું વ્હાલા હું તારી ફુઇબા થઉં છું, હવે તમામ દુઃખનું વિસર્જન કરી આ રાજ્યમાં સુખેથી રહે.

હાલા—ફઇજી આપ કહો છો તે યથાર્થ છે, પણ મારી પ્રાણપ્યારી, અરે ! જેને મારી સાથે ફક્ત ઘડીનો જ સબંધ ! ! ! હાય ! તે દુઃખ મારા હ્રદયમાં સાલ્યા કરે છે.

ફુઇબા—પુત્ર તું એ દિલગીરી છોડી દે. તુને અહીં તારું દિલ ખુશ થસે એવી સ્ત્રી પરણાવીશ. તેં ઘણા ગાઉનો પંથ કર્યો હશે, માટે તારા શરીરને ઘણો શ્રમ પહોંચ્યો હશે, તો આ પલંગપર બેસડી આરામ લીગો.

હાલા— સોરઠો.

સુખની સય્યા નોય, સય્યાએ સુવાય નહીં,
હાલામણુંને હોય, સોન વિયોગે સાથરો.

ફુઇ—પુત્ર એ સોનનું રટણ છોડી દે. અને ચાલ મારી સાથે. [ એમ કહી હાથ ઝાલી લઇ જાય છે.)



# अंक ३ जो.

## પ્રવેશ ૧ લો.

### સ્થળ—ધુમલી સોનનું મકાન.

પાત્ર—સોન પાછળથી શિયોજી.

સોન—સુખમાં સુખ અને દુ:ખમાં દુ:ખ વધતું જાય એવો ધારો છે અરે! જે રાજબા મને હરવખત મદદ આપતા, જેથી મારો તે મોટો આધાર હતો? હાય તે સાસરે જવાથી મારો આધારરૂપી સ્તંભ તુટી પડયો!!! વળી સુખ દુખની વાતો કરવાને પાસે દાસીઓ હતી તેને મારાથી દુર કરી. અરે! જગકર્તા એવડો મોટો તારો અપરાધ મેં શું કર્યો છે? જે મારા નશીબે દુ:ખ દુ:ખને દુખજ!!! અરે! પતીવ્રત સાચવતાં જ્યારે આમ થાય છે, ત્યારે મારી સહાય કેમ કરતો નથી? શું મારા પતીવ્રતે કાંઇ ખામી આવી છે? કે જેથી સ્હાય નથી કરતો? નાના! એમ સમજવુંજ નહીં. આ દેહમાં જ્યાંસુધી પ્રાણ છે, ત્યાંસુધી લેશ પણ ખામી આવવા નહીંજ દઊં. જેમ મહાનસતી દ્રૌપદીને દુષ્ટ કૌરવોની સભામાં પીડીત જોઇ સહાય કરી, જેમ સતી સીતાને રાવણના ત્રાસથી તે દુષ્ટને મારીને છોડાવી, અને જેમ હરિશ્ચંદ્રની અંગાના સતી તારામતિને અસહ્ય દુ:ખથી મુક્ત કરી, તે શુ હું એક નિરાધાર અબળાપર રેહેમ લાવી સહાય ક-

ર. મેં આજ દિવસ સુધી તારી એક ચીતે ભક્તિ કરી તે આ વખત માટે ? [ એવામાં શિયાને આવતો જોઇ ઉભી થાય છે.

શિયો—( પ્રવેશ કરીને) અરે! હઠીલી હવે મારૂં વચન માની એક વખત પ્યારા એવો શબ્દ તારા શશી-સમ મુખમાંથી કાઢ. કે જેથી મારી પટરાણી કરી આ રાજ્યનાં તમામ સુખની સર્વોપરી કરૂં (એમ કહી પાસે જાયછે.)

સોન—( છેટી હઠી જઇને. )

( પૈસા પૈસા પૈસા તેરી અજબ બની બલીહારી. )

અળગો, અળગો, અળગો રે તું સળગો તારાં સુખો;
શ્રેય કહે શું રે થાશે, દઇને આવાં દુ:ખો.
કડકે કડકા મારી ઝડકા, કરીશ તેથી શું ?
રોમે રોમ ખેંચે પણ નહીં તાબે થાઉં હું;
અરે પાપી મુજને ત્રાસ, ઊપજાવ્યે થાશે વિનાશ.
શું તુજ દિલમાં રાખે છે, મુજ તાબે કરવા આશ?
તોય થયું શું વૃદ્ધિ પામે સહસ્ત્ર ગણાં દુ:ખો. અળગો૦
નિચ પાપી દુર્બોધી, જા અહીંથી તારૂં ગહોડું મને નહીં બતાવ,

શિયો—સંભાળીને બોલ! અને કહું છું કે હજુ પણ.

( દૂર દૂર, દૂર દૂર હોનારી નકારી આજારી એરાહ.)

માન માન, માન માન, વિચાર આવાર લગાર ઓનાર માન.
કડવું કડવું શું, કહેચ તું મને, ઝટક ઝટક ઝાપટે છે વેણ,
ત્રાસ જરા નહીં દિલમાં લઇ, જઇશ કયાં? બોલ ક્યાં?
છટકી મુજથી જઇશ કયાં? કહે જાન. માન માન૦

**સોન**—દુર કામાંધ દુર. આ શરીરના કોઇ પણ અવયવમાં પ્રાણ હશે ત્યાંસુધી તારો મકદુર શું છે કે મને હાથ અડકાડ? ઉલટો મને હરવખ્ત કહ્યા કરે છે કે વિચાર વિચાર!! તો મુર્ખ હું શું વિચારૂં? તુંજ વિચાર કર કે સિંહવાળ અને સતીનો કેડ લેવા જતાં શું પરિણામ આવે છે?

**શિયો**—અરે! એવા શબ્દ સંભળાવ નહીં. હવે હું છેલ્લી વખત કહું છું કે કાંતો તારો પ્રાણ મારે તાબે કર, અને કાંતો મારી આ ચળકતી સમશેરને તાબે કર સિવાઇ તારો છુટકારો થનાર નથી.

**સોન**—અહો ! પ્રાણ લેતો હોતો બીજું શું જોઇએ છીએ? લે થા તૈયાર, ઉઘાડ તારી સમશેર અને કાઢ મારો પ્રાણ!

( મારમાર તલવાર ઉભો જુએ છે શું એ રાહ. )

કર ઘાવ સમશેર નહીં ડગું ડગું.
ડગું ડગું નહીં ડગું ડગું. કર ઘાવ૦
જ્યારે શિયળમાં ભંગ પડે છે,
એથી મરવું ભલું તારી થકું. કર ઘાવ૦
દુરમતી અહી પ્યારી કહીને,
શીદ વદે વેણુ લાખ લગું. કર ઘાવ૦
અવર પુરૂષ ગણો અવનીમાં,
એક હાલાગણુ નામ ભજું. કર ઘાવ૦

ત્યાંસુધી નીચ આંચ ન આવે,
શિયળ શુરથી તગતગું. કર થાવ૦

શિયો—એમ કે ત્યારે જોઇ લેજે. (એમ કહી પા શે જાય છે. એવામાં નેપથ્થમાંથી બંદૂકોના અવાજે આ ને મારી નાંખ્યારે બાપલીયા એવો અવાજ સંભળાય છે જેથી ગભરાઇ શિયોજી તલવાર ઉઘાડી ચાલ્યો જાય છે. સોન પોતાપર આવતો જોઈ મુર્છામાં પડી જાયછે.)



## પ્રવેશ ૨ જો.

### સ્થળ—ધુમલીનો એક રસ્તો.

### પાત્ર—પ્રધાનજી અને ચંદ્રસિંહજી.

ચંદ્રસિંહ—પ્રધાનજી ભારી ગજબ થયો! ફક્ત એકજ ઝટકામાં મહારાજા પડયા!!! આ ઉપરથી સિદ્ધ થાય છે કે સતી સોનનો કોપ શિવાય કાંઈ નહીં. નહીંતર આટલા થોડા દુશ્મનો મહારાજાને મારી ચાલ્યા જાય?

પ્રધાન—આશ્ચર્ય જેવું તો એ જે તે બીલકુલ વરતાણું નહીં. ભાયતો તથા બધા સામંતો સામા થયા તો કોણ જાણે કયાં અલોપ થઈ ગયા!! ત્યારે એમ જાણવું કે તેનો કોપ શિવાય કાંઈ નહીં.

ચંદ્ર૦—મહારાજાનો જુલમ પણ ભારી! આપણે

કેટલું કેટલું સમજાવતાં પણ એક ટળીને બીજા થયા નહીં.

પ્રધા૦—એ સમજે તો આમ કેમ થાય? મતલબ કે વિનાશકાળે વિપરીત બુદ્ધિ.

ચંદ્ર૦—અરે! પણ પુત્ર પત્નીપર આવો જુલમ હોય!

પ્રધા૦—ન હોય પરંતુ જે કામાંધીન થાય છે, તેને કશું સુજતું નથી. એક શ્લોકમાં કહેલ છે કે.

कामा तुराणां न भयं न लज्जा, अर्था तुराणां नच बंधु मित्रं;
चिंता तुराणां न सुखं न निद्रा, क्षुधा तुराणां न बलं न तेज.

ચંદ્ર૦—ખરેખર તે દાખલો અહીં લાગુ પડે છે.

પ્રધા૦—તમે સતી સોનને ઉતારે મારી સાથે ચાલો. તેમની સલાહ લઇ કુમારશ્રીની શોધ કરાવીએ.

ચંદ્ર૦—હા ચાલો.

(બન્ને જાય છે.)



## પ્રવેશ ૩ જો.

### સ્થળ—ધુમલીમાં શોનનો ઊતારો.

પાત્ર—સોન, સુરેખા, ચંદા, પાછળથી
પ્રધાનજી અને ચંદ્રસિંહ.

સોન—( મુર્છામાં પડી છે ત્યાં નિંદ્રાવશ થાય છે, અને હાલામણની કંખના કરતી હતી જેથી તેમનું સ્વપ્નું આવે છે. ) પ્યારા, મને આમ નિરાધાર મૂકી ચાલ્યા ગયા તે આપનું અંતઃકરણ દુખાતું નહોતું ? મારો એ વડો કયો અપરાધ આપના પવિત્ર-હૃદયમાં આવ્યો ? શું હું તમારા મનમાંથી ઉતરી ગઈ ? ( અટકે છે. વળી જરાવાર પછી ) જો કે આપના પિતાએ મારૂં પતિવ્રત ભંગ કરવા ઘણો જુલ્મ માંડયો, પરંતુ ભોળાનાથને પ્રતાપે તેમાં કંઇપણ ખલેલ પહોંચવા દીધેલ નથી. સ્વામી આપ આટલો વખત કયાં હતા ? (અટકે છે.) હં ? હા બાની હદમાં ? અરે ! પણ તે મારે માટે કેની? હુંજ ખરેખર દુરભાગી છું કારણ કે મારે માટે પવિત્ર પ્રાણેશને આટલું દૂઃખ સહન કરવું પડયું. સ્વામીનાથ તે બાબત આપની પાસે દીનતાથી માફી માગું છું. (અટકે છે) હવે મારા દુઃખનો અંત આવ્યો એમ સમજું છું. પ્રાણુનાથ મારામાં ઉઠવાની શકતી બિલકુલ નથી. માટે આપજ ઓરા પધારો એટલે આપના પવિત્ર શરીરનું આલીંગન કરૂં ( એમ કહી હાથ પહોળા કરે છે જેથી પૃથ્વીને અડકે છે જેથી જાગૃત થઇ જાય છે. ) અરેરે ! પ્રાણુનાથ આમ રીસાઇને કયાં ભાગી જાઓ છો ? ( એમ કહી ચોગરદમ દોડાદોડ કરે છે? અરે ! નિરંજન નિરાકાર અદ્વૈત પ્રભુ !! શું મારા સ્વામી ખરેખર આવ્યા હતા ? મૂને સ્વપ્નું તો નહોતું ? હાય ! પ્રાણુનાથ વળી દુઃખરૂપી સમુદ્રમાં ઝીંકી

ક્યાં ચાલ્યા ગયા. અરેરે !

## સોરઠો.

હાબાની હદમાંય, મેં વા'લી વસ્તુ વિસારીજી?
હૈડા કેરો હાર, જે હતો હલામણુ જેઠવો.

( રાજાજીરે ક્યાં જાઓ છો મધરાતે. એ રાહ. )

સ્વામીજીરે, હું દુર ભાગીને ત્યાં,
મુકી ગયા ક્યા અવગુણમાં. ટેક.
સ્વામી જાણો છો બીરૂની જાતરે,
કોને કહેવી દુ:ખની વાતરે;
નહીં કોઇ ત્યાં મારી સાથરે,
મનમોહનરે તુજ દુ;ખ સાલે તનમાં. મુકી૦

હું અસહ્ય દુ:ખ અહીં પામું રે,
હવે જુઓ પ્રભુ મુજ સામું રે;
મળો નાથ જેથી દુખ વામુરે,
થઇછે બહુરે, હવે દયા ધરો મનમાં. મુકી.

પિયર છોડીને આવી આહીંરે,
દુ:ખ દુ:ખ ત્યાંથી તન માંહીરે,
તનમનમાં સળગે લાહીરે;
નવ બેઠીરે, ઠરી જરી તમ સંગમાં. મુકી.

હજુ હાથેથી મીંઢળ ન છુટયું રે,
ત્યાંતો કર્મ માહેરૂં ફુટયું રે;

દુઃખ આજ સુધી નવ ખુટ્યું રે,

ખરે હું છું રે, દુરભાગી જનમાં. મુકી.

હે પરમ દયાળુ પરમેશ્વર મ્હારા પ્રાણનાથ મેળાવી મારૂં દુઃખ ટાળ.

સુલે—( પ્રવેશ કરીને. ) બાઈસાહેબ આપનું પતિવ્રત ભંગ કરવા ઈચ્છનારને પરમદયાળુ પરમેશ્વરે પોતાની હજુરમાં શિક્ષા માટે બોલાવી લીધેલ છે. માટે હવે નિશ્ચીંત રહો.

સોન—સુલેખા શુ તું ખરૂં કહે છે? તે કેમ ગયું?

સુલે૦—બાઈ સાહેબ હું ખરૂં કહું છું. બીલકુલ દૈવકોપથીજ થોડા માણસો અચાનક ચડી આવ્યા, તેમાં રાણાજીને મારી કોણ જાણે કયાં અલોપ થઇ ગયા તે કંઈ માલુમ પડયું નહીં.

સુલે૦—સુલેખા તું નક્કી સમજજે કે.

( અગર ફૂળ મળ્યું તેનું શું દિલે ધર્યું એ રાહ. )

અધર્મ આરતશે, નક્કી તેન જીતશે. ટેક.

પહેલેતો ન તે વિચારશે,

ફળ બુરૂં મળ્યે વિમાસશે;

સુલે૦—જેવું કરવું, તેવું ભરવું,

સોન—એ રીવાજ છે. નક્કી.

નીતિ રાહ જય ભરેલ છે.
અધર્મે કુંભી પાક કરેલ છે.

સુલે૦—જેવી કરણી, તેવી ભરણી;
સોન—માર્ગે તે જશે, નકી તે ન જીવશે. અધર્મ.

**ચંપા**—( પ્રવેશ કરીને. ) બાઈ સાહેબ પ્રધાનજી તથા ચંદ્રસિંહજી આપની પાસે આવવા માગે છે, હુકમ હોયતો અંદર તેડીલાવું.

**સોન**—ચંપા ખુશીથી તેડીલાવ.

**ચંપા**—બહુસારૂં બાઈ સાહેબ. (જાય છે.)

**સોન**—સુલેખા અંતરપટ આડો દઇદે.

**સુલે૦**—બહુ સારૂં બાઇ સાહેબ. (અંતરપટ આડો દઇ દેછે. પ્રધાનજી તથા ચંદ્રસિંહ પ્રવેશ કરી નમન કરે છે.)

**પ્રધાન**—હે શીળવતી દેવી આપનાપર જુલમ ઘણો થયો. તે બાબત અમ રાણાજીને ઘણું સમજાવતાં પણ માન્યા નહીં અમે અમારી ફરજ પ્રમાણે નેક સલાહ આપતાં છતાં ન માને ત્યારે અમારૂ શુ ચાલે?

**સોન**—પ્રધાનજી તેમાં તમારો બિલકુલ દોષ નથી. તેણે તેમ કર્યું તો તે બાબતનું પરિણામ તમારી દ્રષ્ટીએ જોયું વળી જ્યારે અવળું થવાનું હોય, ત્યારે ગમે તેવી રીતે સમજાવો પણ તે વ્યર્થ મતલબ કે તે નજ માને. હવે

મારૂં કહેવાનું એટલુંજ કે હું મારા પ્રાણનાથસિવાય અહિં એક ઘડી પણ રહેવાની નથી. આ રાજ્યનો સારી રીતે બદોબસ્ત કરી, પ્રજાને સુખ આપી રહેજો. હું મારા પ્રાણેશની શોધે જાઉં છું.

**પ્રધા૦**—સતી એમ કેમ થાય? મહારાજા હાલામણની શોધે હું તથા ચંદ્રસિંહ નીકળીએ છીએ. તે કામ તમારે કરવાનું નથી.

**ચંદ્રસિંહ**—હા પુત્રી તમે અહીં સુખેથી રહો.

**સોન**—અરે! એ શું કહો છો? હું અહીં સુખેથી રહું.!

**( રાણી મૃત્યુમાંયરે ફળ ખાવું શું મારે એરાહ. )**

પતી રખડે વન માંયરે, ઘર રહેવું શું મારે. (૨)
હુંરે અભાગી રહું સુખેથી, નાથ સહે દુખકાયરે. ઘર. (૨)
એક ક્ષણ મમ નાથ વિનાની, કલ્પ કલ્પ સમ જાયરે. (૨)
મુજ માટે તો ગયા વિદેશે, તલ્પી તલ્પી તે રાયરે. ઘર. (૨)
ફળફળતાએ હશે મુજ વિણ, ઝરઝર સળગે લાહીરે. ઘર. (૨)

પિતુશ્રી પતિવૃતા સ્ત્રીનો ધર્મ જાણો છો કે? પોતાના નાથને સુખે સુખી અને તેના દુઃખે દુઃખી. તો શું હું અહીં સુખેથી રહુ? ને તમે જાઓ. અરે ધીક્કાર છે મારે તેં હાય! મારા પ્રાણેશ વનમાં ભટકી ભટકી અસહ્ય દુઃખો ખમતા હશે, અને હું દુર્ભાગી અહીં બેસી સુખ ભોગવું.

ત્યારે તો હું પતિવ્રતા શાની? ત્યારે તો હું પ્રતાપી ક્ષત્રી જાતમાં જન્મીએ અજન્મી? મતલબ કે અધમ જાતમાં જનમવા બરોબર છે. અહીં બેસી રહી સુખ ભોગવી મારા પતિવ્રતને કલંક લગાડું શું? તેમ કદી થશે નહીં.

ચંદ્ર૦—પુત્રી તમે કહો છો તે ખરૂં પણ, તમને એકલાં કેમ મુંકાય?

પ્રભા૦—કારણ કે જાતે સ્ત્રીના?

સુલે—તેથી શું થઇ ગયું! એમ બીજી સ્ત્રીની માફક એમને.

## રાગ—પીલુ—તાલ કેરબો.

નહીં સમજો અબળ ભીરૂ એહ,
પ્રબળ દિલમાંહી ગણોરે. ટેક.
કેમ બેશી રહે સિંહ પુત્ર તેહ. પ્રબળ૦
નાથ શોધે કાયર શું એ થાય. પ્રબળ૦
તો તો જીવતર ધીક ધીક હાય. પ્રબળ૦
શુદ્ધ સતી શું ધરે દિલ બીક. પ્રબળ૦
ઘેર બેસી રહે કહેવાયે શું ઠીક. પ્રબળ૦
માટે જાશે શોધે ધરી પ્રોઢ હામ. પ્રબળ૦
નાથ લાવે ત્યારે શુદ્ધ સતી નામ. પ્રબળ૦

સોન—શાબાશ્ શાબાશ્ મારી વ્હાલી દાસી શાબાશ તમારા આવાં શૂર વાકયો સાંભળી મારા દિલમાં વધારે કાટો ઉત્પન્ન થાય છે, અને તમારી જેવીને સાથે લીધાથી બેશક ધુંઢંતા નહીં હારતાં મારા કામમાં ફતેહ પામીશ.

પ્રધા૦—(સ્વગત.) ખરેખર આ મહાન સતી કો ઈથી ડરનાર નથી. તોપણ તેને એકલાં જવાં દેવાં વ્યાજબી નથી. ગમે તેવા પણ રાંધ્યું ધાન હમણા તેને મળ્યું? તેમને એકલા જવા દા કહું. અને પાછળથી ચંદ્રસિંહને તે ન જાણે તેવી રીતે તેની રક્ષા કરવા મૂકીશ (પ્રકાશ) બાઈ ત્યારે આપના બોલનો અનાદર અમારાથી થઇ શકતો નથી. તમારે રાજ્ય બાબતની કંઈ ફીકર રાખવી નહીં. તમારૂં કામ નિર્વિઘ્ને સફળ કરીને આવો. એવો અમારો આશીર્વાદ છે. લ્યો ત્યારે અમે રજા લઇએ છીએ.

સોન—ભલે તમે ખુશીથી જાઓ, અને હું પણ તૈયારી કરૂ છું. (પ્રધાન વિગેરે નમન કરી ગયા બાદ.) મારી પ્યારી દાસીયો અહીં હવે એક ક્ષણ પણ રહેવું વ્યાજબી નથી. માટે ચાલો હથિઆરો સજ કરી મારા જીવન હારની શોધે નિકળી પડીએ.

સુલે૦—બહુ સારૂં બાઈ ચાલો.

(સર્વ જાય છે.)



## પ્રવેસ ૪ થો.

### સ્થળ સિંહની હદનું વન.

પાત્ર—હાલામણ, પાછળથી સુલેખા.

હાલા૦—ફઈબાએ મારી પ્રાણ પ્યારી સોનનું વિસર્જન કરાવવા મને સોળસેં સુભરાઉં દેખાડી. અરે પણ તેમાં મારૂં મન ક્ષુબ્ધ થાય કે? નહીંજ એક તો.—

### સોરઠો.

લાંબા પેરે ઘાઘરા, પેટે ડમરીઉં;
વારૂં સોનના ઉપરે, લઇ સોળસેં સુગરીઉં.

જો કે તેઓ ઘણીજ ખુબસુરત હત તોપણ હું સોનને ભુલી જઉં એમ? એ તે કદી બનવાનું? તે તો મારા હૃદય સાથે જડાઇ ગઇ છે, તે કેમ વિસરે? અરે નિરદોષી રાજપુત્રી તારૂં મારા ગયા પછી કોણ્ જાણે શું એ થયું હશે. અને આ વખતે કેવી સ્થીતિ ભોગવતી હઇશ? તારી સાટે તારા દુર્ભાગી પતિપર ઘણા દુઃખો પડો !! પરંતુ તું નિરદોષી અને સદ્‌ગુણી રાજપુત્રી સુખી રહે એવું હું ઇચ્છું છું. હે પરમદયાળુ પરમેશ્વર તે સદ્‌ગુણી રાજપુત્રીનું શ્રિયળ સાચવજે, તેને જરા પણ દુભાવા દઇશ નહી! જ્યારે મારી પ્રાણપ્યારી સાથે પાણી ગ્રહણ કર્યું, તે વખતે તે કેવા હર્ષમાં હતી, અને ગહોડેથી મધુર શબ્દ બોલી કેવી રીઝવતી હતી? હાયા તે વખતે તે રાજપુત્રી પોતાના દિલમાં એમ જાણુતી હતી કે, તેનો દુર્ભાગીપતી રઝળતી વનમાં ચાલ્યો જશે.

### ગીરધારી કનરો.

છે વિયોગ બહુ દુઃખકારી. અન્ન ન ભાવે નિદ્રા ન આવે. વિયો
અહોનિશ બહુ અંતર માંહિ, ઝરઝર સળગે લાહી,
વિરહ વેદના વૃદ્ધિ પામે, ભાનજ નહીં જરાઈ. છે વિયો.
દર્શન જો નહીં દે તું મુજને, તો તો નકી ધરાશો;
વિયોગમાં હા ઝુરી ઝુરી, પ્રાણ ખચીત આ જાશે. છે વિયો.

આ વનમાં રખડી રખડી પગ દુખવા આવ્યા છે. માટે ચાલ પેલા ઝાડ તળે આરામ લઊં [ એમ કહી જાય છે. અને માથે ઓઢી સુવે છે જરાવાર પછી એક સર્પ ઝાડ તળે પડે છે. તેને પછડાટ લાગવાથી જરાવાર બે શુદ્ધિમાં પડી રહે છે એવામાં હાલામણે નિદ્રામાં પાસુ ફેરવ્યું જેથી સર્પની પુછડીનો ભાગ દબાવાથી અંગુઠે ડસન કરે છે. જેથી ચમકીને ઉઠે છે સર્પ નાશી જાય છે. અરર! મારે પગે આ શું કરડયું? ( સર્પને નાશતો જોઈ. હરી હરી !! આતો સર્પ ડસ્યો હાય હાય!! અરે દુષ્ટ મેં તારો એવડો કયો અપરાધ કર્યો હતો? હાય સોન!! તારૂં મુખ જોવાની અપેક્ષા તો મનમાંજ રહી ગઇ! અરે વ્હાલી! તુને સદાને માટે દુઃખરૂપી સમુદ્રમાં ડુબાડી તારો કૃતઘ્ની પ્રાણેશતો જતો રહે છે. તે પાછો કોઈ દિવસે આ વવાનોજ નથી. હાય! મનની ઉમેદ સઘળી મનમાંજ રહી ગઇ!! અરે! હું એમ જાણુતો હતો કે કોક દિવસે પણ દુખનો છેડો આવશે, ને મારી પ્યારીને સુખી કરીશ, પણ તે સર્વનો આજે અંત આવ્યો. અરરર હવે તો ઝેર એ કદમ ચડવા મંડયું છે. અરે જીભ ટુકી થાય છે? અરે પરમેશ્વરા. ! ! !

( કરોજી સેલ હીલમીલ રૂમઝુમ એ રાહ. )

ચડે છે ઝેર, અરરર અંગ માંહી. ચડેછે.

મન મુંઝાયે હાસે, તન વારી વળી જાયે;

ઝરઝરતી, વારી ભરતી, ચક્ષુમાંહે પેસતી જાયે, ઝેર૧

ઝરર ઝરર સળગે લાહી, જવાળ નીકળેછે રે મુખમાંહી;
પ્રાણ બ્રહ્માંડે વળી ચડી જાગે, હરહર દુખહર;
સુખકર તાતા, અરંર ગરૂં છું જગત નિયંતા. ઝેર.

સોરઠો.

વળજે સોન સુજાણ, હું સૂતો છેલે સાથરે;
પામી નથી તું પ્રાણ. અધ ઘડીએ આરામની.

[ આમ બોલતો પૃથ્વીએ પડે છે. ]

સુલે૦—( પ્રવેશ કરીને. ) આ હાબાની હદ સુધી આવી પહોંચ્યા, પરંતુ કાંઈ હાલ્લાગણનો પતો મળ્યો નહી કાલરોજ બાઈ સાહેબ કહેતાં હતાં જે એક બે દિવસમાં પતો નહીં ગળેતો પ્રાણઘાત કરીશ. અરે! પરમેશ્વર એ શુદ્ધ ધર્મશીળ દેવીના સત્યને તું તાગે છે કે શું? હવે તો હદ થઇ. તેના દુઃખનો અંતલાવ. આવા વિકટ સમયમાં પણ તારી ભક્તિ તે છોડતી નથી. તે આવા દુઃખના વખત માટે કે? જો હવે તેની સહાય નહીં કરે તો તે પોતાનો દેહ છોડશે. ત્યારે તારૂં ભીડ ભંજન નામ ખોટું પડશે. અરે! કલંકિત થશે? માટે.

[રાજકુંવરને કયાં લઇ જાઊં એ રાહ.]

કરો સ્હાય હવે પ્રભું તેની, તુજ ઉપર આસથા જેનીરે. કરો.
તેણે તજવા દેહજ ધાર્યું, જેથી બિરદ જશેરે તમારૂં;
લોકમાંહે કહેવાશે કેણીરે, કરો સ્હાય હવે પ્રભુ તેની.
ધર્મ રાખતાં દુઃખ થાય જ્યારે, કોણ ભક્તિ કરશે તુજ ત્યારે;
માટે ધ્યાન અરજ મુજ દેનીરે, કરો સ્હાય હવે પ્રભુ તેની.

(આમ બોલતી પાછી ફરે છે તેવામાં હાલાગણને સુતેલ જોઇ.) અહા! આ તરૂણ પુરૂષ આ ભયાનક વનમાં કેમ સુતો હશે? દીસેછે તો મહા તેજસ્વી? આ વનમાં તે નિર્ભયપણે સુતો છે તો કોઇ ફાડી ખાનાર જાનવર આવશે તો તેની ખ્વારી થશે. માટે ચાલ ઉઠાડું. (એમ કહી પગ હલાવે છે પરંતુ ઉઠતો નથી ત્યારે) અરે! આતો કોઇ અઘોરી લાગે છે. આટલું હલાવતાં છતાં ઉઠતો નથી. (મોહોડા પર ઓઢેલી પીછોડી જરા ખસેડે છે) અહા! આતો મહારાણા હાલાગણ! વાહવાહ! ભાગ્યોદય થયા ખરા. તેના શરીરે બહુ રઝળ્યાથી શ્રમ પહોંચ્યો હશે. માટે સુતા છે. તો ચાલ બાઇને અહીં તેડી લાવી જગાડીએ. (એમ કહી જાય છે).

## પ્રવેશ ૫ મો.

### સ્થળ–વન.

પાત્ર–ચંદ્રસિંહ, સોન, ચંપા અને પાછળથી સુલેખા

ચંદ્રસિંહ—(પ્રવેશ કરીને) ધન્યછે રાજપુત્રી સોન પતિ માટે આ વિકટ વનમાં કેવા કેવા દુઃખો સહન કરે છે. છતાં તેની કંઇ ભાળ મળતી નથી. જેથી તેણે બંને દાસીયોને ફળફળાદી લેવા જુદી જુદી કાઢી પોતે મરવાનું કરે છે. પણ તેમ ન થવા દેવું. (એમ કહી ઝાડ તળે છપાઇ જાય છે.)

સોન—(પ્રવેશ કરીને) (છેક બની લાચાર. એ રાહ.)

હવે જીવવું છે ધીક્કાર હાય. (૨)
વનવન શોધી રહી પતી હું આવી આ હદમાંય.હાયહાય હાય.
જલથી વિજોગી મીન થયું તવ, તરફડ તરફડ થાય;
તેમ પીયુ હવે તમ વિયોગે, તલપી તલપી જીવ જાય. હાય.(૩)
આખીર કહો નીજ મણી વિનાનો, જીવશે કેટલીવાર,
હું મણીધર મુજ શિરોમણી વીણુ, જીવું એ ધીકાર. હાય.(૪)

( એમ કહી છાતીમાં કટાર મારવા જાય છે. એવા-માં ચંદ્રસિંહ તથા ચંપા દોડી આવી હાથ ઝાલીને. )

(અબ ચલે ન મોહન તેરા, લે ચલું ગુરૂ મેં ગેરા.)
અરે હાં (૨) શું આમ કરો છો,સાહસ પગલું શું ભરોછો ટેક
થઈ ક્ષત્રી તણી તનુજા, કેમ ધૈર્યની છોડો માજા,
રહો મનમાં, ધૈર્ય તનમાં, આમ વનમાં શીદ મરોછો. સા.
જીવતો નર ભદ્ર પામે, એ કહેવત અનુસરી કામે;
કરોને.શોધ,ટળે દુઃખ ઓઘ,ધરીનેક્રોધ,શું આમ કરોછો સા.
દમયંતી દુઃખ સહુ વામી, પચાળી પતીને પામી;
તેની અહો રીત,વિચારો ચીત,થશો નીભીત, કાયર ઠરોછો. સા.

સોન—પીતુશ્રી તમે અહીં ક્યાંથી ?

ચંદ્ર—પુત્રી જ્યારથી તમે ધુગલીથી નિકળ્યા છો ત્યારથીજ ગુપ્ત રીતે તમારી રક્ષા કરતો હું આવતો હતો. અહીં તમે આમ સાહસ કરવા લાગ્યા ત્યારે મારે છતું થવું પડ્યું. પુત્રી ધૈર્ય રાખી વિશેષ શોધ કરો. આમ કાયર થવું વ્યાજબી નથી. તમારા જાણવામાં તો હશે. પંચાળી, દમયંતી તારામતીને કે’વા કે’વા દુઃખો પડયા છે ?

તેના દુઃખ આગળ તમારૂં દુઃખ કાંઇ નથી.

**ચંપા**—હા બાઇસાહેબ આમ કાયર થવાથી લોકો-માં કહેવાશે કે દુઃખ ન સહેવાયાથી પ્રાણઘાત કર્યો. માટે ધીરજ રાખી તે કામમાં પ્રવૃત થવું જોઇએ.

**સુલે૦**—( પ્રવેશ કરીને ) બાઈ સાહેબ આપણું કામ શિદ્ધ થયું છે. ( ચંદ્રસિંહને જોઇને ) આપ અહીં-આં કયાંથી.

**ચંદ્ર**—સુલેખા, તમે તમારી બાઈની નીમકહલાલ થઈ તેના દુઃખમાં ભાગ લેવા મ્હેલથી નીકળ્યા છો, ત્યા-રથીજ હું પણ તમારી પુઠે ગુપ્ત રીતે રક્ષા કરતો ચા-લ્યો આવુંછું. જોકે સતીસોન પણ સિંહની પુત્રી છે. તે આ વિકટ વનમાં કોઈની દેહેસત રાખે નહીં; પરંતુ વ-ખતે કોઈથી હેરાન થાય તો, અમને કલંક લાગે માટે પાછળ પાછળ ચાલ્યો આવુંછું તને ફળ ફળાદી લેવા મો-કલી અને ચંપા જરા વાંસે રહી તેટલામાં આ સ્થળે તે પ્રાણઘાત કરતા હતા, એટલે હું જાહેર થઈ; તેમ કરતા અટકાવ્યા.

**સુલે**—બાઈસાહેબ જરા વખત માટે વિપરીત થાત.

**સોન**—કેમ સખી એ માર્મીક બોલ હું સમ-જી શકતી નથી.

**સુલે**—બાઈસાહેબ ! રાણાજીનો પતો લાવીછું.

**સોન**—શું, સખી ખરેખર કહે છે.

**ચાંપા**—કયાં છે જલ્દી બોલ.॥

**સુલે**—હું ખરેખર કહું છું અહીંથી થોડે છેટે એક વૃક્ષ તળે ભર નિદ્રામાં સુતા છે.

**સોન**—તેં ખરેખર તપાસ કર્યો છે?

**સુલે**—હા બાઈસાહેબ હજુ હાથેથી તમારી પેઠે મીંઢળ પણ છોડયું નથી.

**ચંદ્ર**—ત્યારે પુતી મને આજ્ઞા દીઓ તો હું જંગાડી લાવું.

**સોન**—એ કામ અગાઉનું જ છે. સુલેખા, ચાલ આગળ કયે સ્થળે છે?

**સુલે**—ચાલો બાઇ સાહેબ. (સર્વ જાય છે.)

---

## પ્રવેશ ૫ મો.

### સ્થળ વન.

પાત્ર-હાલામણ સોન, સુલેખા ચપા, ચંદ્રસિંહ, પાછળથી જોગી

**સોન**—સખી ખરેખર એજ. આ વનમાં રખડી રખડી તેના કોમળ ચરણને ઘણો પરિશ્રમ પહોંચ્યો હશે, માટે આરામ લીધો છે. સખી ઉંઘમાંથી ઉઠાડું કે નહીં?

**સુલે**—હા બાઇ સાહેબ ઉઠાડો શું હરકત છે?

**સોન**—( પાસે જઈ. )

જાગો જાગો હવે મહારાજ, રેહો ઘુમલીના શિરતાજ,
નિંદ્રાથી જાગો મા'રારાજ. (૨) ટેક.
ઘણા દિવસથી નાથ, ગયા મુને છોડીરે હાં;
આજે સિદ્ધ થયું મુજ કાજ, નિદ્રાથી જાગો મા'રા રાજ. (૨)

વાલમ આગશું આંહી, વનમાં સુતારે હાં;
લઈ દિલમાં દાસીની દાઝ, નિદ્રાથી જાગો મા'રા રાજ. (૨)
ઘણો ખુશીનો દિવસ, આજે છે મારેરે હાં;
કારણુ રાખી પ્રભુએ લાજ, નિદ્રાથી જાગો મા'રા રાજ. (૨)

પીયુ આ અઘોર વનમાં એ ધળક આપની દાસીને વિસારી સુવું એ આપને છાજતું નથી. ઉઠો ઉઠો (આમ બોલતી હાથ હલાવે છે છતાં ઉઠતા નથી ત્યારે) આટલું હલાવતાં છતાં ઉઠતાં નથી એ શું ?

સુલે—બાઇસાહેે મુખપરથી કપડું ઉતારી નાંખી જગાડો.

સોન—(લુગડું ઉતારે છે તો મરણુ પામેલા જોઈ) હાય હાય !!! દાસી આતો મરણુ પામેલા જણાય છે અરે! આખું શરીર લીલુંછમ માલુમ પડે છે. અરેરે ! હું વિ-ભુ આ કારી જખમ મારા હૃદયમાં કેમ ગાર્યા ?? અરે ! મેં જાણ્યું જે દુઃખનો અંત આવ્યો ! કેમજે સ્વામીનો મેળાપ થયો ! હાય હાય ત્યાં તો આખા ભવનો વિયોગ કરી રંડાપો પ્રાપ્ત થયો. અરે! દૈવ મેં ઘડીએ સુખનો વખત દીઠોજ નહીં. અરે ! હાથે મીંઢળ બાંધ્યાંજ રહ્યાં!!! અરે નશીબ !! મેં તારો એવડો મોટો કયો અપરાધ કર્યો હતો? જે મને:—

**(અરે ઓ સખી મરદ મુજ જાન બચાવી તેં આ વખતે એ રાહ.)**

કરી દુખણી મને તેં કેમ ! અરેરે કરમ અરેરે કરમ.

આવી હરખે ઘણાં મનમાં, ચડી નીજ નાથને તનમાં;
કીધું તેં હાય આવું કેમ ? અરેરે કરમ અરેરે કરમ.
હરી મુજ સુખરે લીધું, નમેરા આમ શું કીધું;
જરા કેમ નાવી દિલમાં રેહેમ, અરેરે કરમ અરેરે કરમ.
રાક્ષસ પેરેરે દિલધારી, લગાવ્યો ઘા મુને કારી;
ક્યાંનેરે તેં કીધું એમ, અરેરે કરમ અરેરે કરમ.

સારઠો.

હાલામણુ હીલોળ, હવે દુઃખના દરિઆ છલ્યા,
અગાણી પાંજર નીપ રોળ, વીસવસી વીણુના ધણી.

અરે! સ્વામી!! મુને અભાગણીને મુકી કેમ સ્વર્ગે ગયા હાય!

રાગ ૫૬.

કેમ નોધારી કીધી મને શ્યામ, મને શ્યામ, મને શ્યામ.
લાહી ઉઠે છે જોઈ આગ, જોઈ આગ, જોઈ આગ.
આરસપરસ મળી પ્રીતની વાતો વા'લા,
કીધી નહીં કોઈ કામ, કોઇ કામ, કોઈ કામ. લાહી ઉઠે છે.
અધરામૃત રસ પાનજ કેરી વ્હાલા,
હેમેને હૈયે રહી હાગ, રહી હાગ. લાહી ઉઠે છે.
વળવળતી વામાંગા મેલી, હાય,
ઠાળી ગયા કેમ નામ, કેમ નામ, કેમનામ, લાહી ઉઠેછે.
મીંઢળ હાથથી છુટ્યા ન પ્યારારે;
પીઠી ભર્યા સુતા સ્યામ, સુતા શ્યામ, સુતા શ્યામ. લા.

મારા પ્રાણુનાથના આ પ્રમાણે હાલ થવાનું કારણ

મારી ખુબસુરતી ! ! કારણકે તે પર મોહીત થઇ શિવાજી-એ દેશવટો દીધો ! ! ! હાયહાય ! ખુબસુરતીએતો સત્યાનાશ કાઢયું ! ! ! આ કરતાં કાળું મેશ જેવું સ્વરૂપ ઘણે દરજે સારૂં છે ! હાય ! આગ લાગો આ રૂપગાં ! આ શરીરી ખાખવત થઇ જાઓ ! ! અરે ! મારા પ્રીતમને આ અવસ્થાને પ્રાપ્ત થવાનું આ દુષ્ટ વપુથી થયું છે. અરે ! તેનો સત્વર નાશ થાઓ !! હાય ! રૂવેં રૂવેં અગ્નિ લાગો!!! હાય હવે આ મારાથી જોવાતું નથી ! ! !

સોરઠો.

હાણાની હદ રાણ, આજ પીઠી ભર્યો પોઢાળીઓ
મીંઢળ છુટયા મશાણ, હું હારી બેઠો હલામણો.

ચંદ્ર—(પ્રવેશ કરીને) પુત્રી આમ રડેછે કેમ ? ભાઇ આમ કેમ પડયા છે ?

સુલે૦—અરે ! પીતુશ્રી એતો મૃત્યુ પામેલા છે ! ! !

ચંદ્ર—અરેરે ! પુત્ર આ શો ગજબ થઇ ગયો ! ! હાય વ્હાલા ? તુને મારનારનું સત્યાનાશ જજો ! ! અરે ! પરમેશ્વર આમ રીબાવી રીબાવી અમારો જીવ કેમ લીએ છે ! અરે ! એકદમ અમારો નાશ કરી નાંખ પણ આ દુઃખ ખમાતું નથી.

સોન—પિતુશ્રી હવે શોક કર્યે કંઇ વળવાનું નથી. તમો આ મારી દાસીયો કે જે મને આવા વિકટ સમયમાં પણ સહાયભૂત થઈ, અને આખર સુધી હું પાપણીના દુઃખમાં ભાગ લીધો. તેનો મારાથી કાંઈ બદલો વાળી

શકાણો નથી. તો મારી હવે એટલી વિનંતી કે તેને કોઈ પણ રીતે મુંઝાવા દેશો નહીં ? અને પુત્રી માફક પાલન કરજો. મારે મારા સ્વામી ભેળું બળી મરી આ ક્ષણભંગુર દેહનો ત્યાગ કરવો છે. રાજ્યની ભલામણ તમોને છે. પિતાજી હવે તે બાબત વિશેષ કહેતી નથી, કારણકે મારો વખત ખોટી થાય છે.

**દાશીયો**–(રાજાજી ક્યાં જાઓ અમને મૂકીને એરાહ)

બાઇ કહો શું આમ અમોને;
આમ મુકીશું જઇએ તમોને.
ધીકાર છે ત્યારે તો અમોને.
મરશું, બળશું, ઠરશું, તગશું.
સ્વારથે ભંજ્યા નથી તમોને. બાઈ.

**ચંદ્ર૦— }**
**દાસીઓ }** અરે આ દેહને શું કરવું છે,
કોક દિવસ પણ નિશ્ચે મરવું છે.
મરવું, નરેવું, કરવું, તરવું,
નામ રાખીને આ દુનિયામાં. બાઈ.

**સુલે૦**—આ આપણે બાળપણથીજ સાથી છીએ, હવે અંતસમે હું જુદી થાઉ ? અરે ! ધીકાર છે ત્યારેતો. તમારા પ્રાણ સાથેજ મારો પ્રાણ છે. જેમ તમારું થશે તેમ મારૂં પણ સમજી લેવું. અહીંથી અમે કદી જવાના નથીજ.

**સોન**–પિતુશ્રી તમે જાઓ અને ધુમલીનુ રાજ્ય સંભાળો.

**ચંદ્ર**–અરે ! હવે મારે ને ધુમલીને શો સંબંધ?

જ્યારે એનો રાજ્યાધીશ પાટવી કુમારની આ અવસ્થા થઈ, ત્યારે હવે મારે ધુમલી જઈ શું કરવું છે? જેમ તેનું થયું છે તેમ મારૂં હમણા થશે.

યોગી—( ગાતો ગાતો પ્રવેશ કરે છે. )

રાગ—ધનાશ્રી.

સાચે કલીયુગ આયો, અબતો, સાચે કલીયુગ આયો;
પુત્ર પિતાકો કથ્થ ન માને, કરે અપનો મન ભાયો. અ.
કુલટા નારી બહુ સુખ લે, પતિવ્રતા દુઃખ પાયો. અ.
સન્યાસી ધન સાંચવા લાગ્યા, હરી સ્મરણ બિસરાયો. અ.
રાજા કપટી રૈયત દુઃખ પાવે, બ્રાહ્મણ બહુત ભટકાયો. અ.
વાસુ વરખાં અલ્પ હોત હેં, સબ જુગ પાપસે છાયો. અ.

( ચંદ્રસીંહ, સોન વિગેરે નમન કરેછે. )

યોગી—ક્યું ઇશ્વર બિકટ બનમેં કાય બાસ્તે બેઠી હુવેહો. ઔર એ સુતાહે કાય બાસ્તે !

ચંદ્ર—મહારાજ વો મૃત્યુ પામેલ ધુમલીકા મહારાણા શિયાજીકા પાટવી કુમાર હાલાગન હે। ઔર (સોન તરફ હાથ કરીને) વો તેની પત્નિ હે, મેં ઉસકા ચીયા હું.

યોગી—ઉસ્કું ક્યા હુવા હે ?

ચંદ્ર—મહારાજ ઉસકા શરીર નિલા માલુમ પડતાહે, ઉસકે લીએ ઐસા ધારતા હું કે કોભી ઝેરી જાનવર કાટા હોયગા.

યોગી—( પાસે જઇ જોઇને ) અહો ! ઉસકુતો સાપને કાટા હે। અભી સજીવન કરતા હું. (એમ કહી ઝોળીમાં-

થા ખુટી કાઢી ઘસી કરેલી જગ્યા પર મુકે છે. જેથી જરા હાલે છે. પછી પાણી છાંટી ) અલખકા પ્રતાપસે ઉ-ઠ બેટા, ગુરૂકા બચનસેં ઉઠ બેટા! ( એમ કહી જરા છેટે જઇ ધ્યાન લગાવે છે.)

**હાલા**–પ્યારી સોન તારૂં મુખ હું શું ફરીને જોઉ?

**સોન**–(પાસે જઇ) પ્યારા આપની દુર્ભાગી પ્યારી આપની પાસેજ ઉભી છે.

**હાલા**–(વિસ્મય પામી ઉભો થાયછે. સોનને જોવાથી) શું હું સ્વપ્નું તો નથી જોતો? શું ખરેખર મારી પ્યારીછે?

**સોન**–નહીં વહાલા સ્વપ્નું નહીં. હુંજ દુર્ભાગી પ્યા-રી સોન છું. (એમ કહી દોડી ભેટે છે.)

**હાલા**–પ્રાણપ્રીયા ! તમે અહીં ક્યાંથી ? (ચંદ્રસિંહને જોઇ) કાકા ! તમે અહીં ક્યાંથી? શું હું આ દેખાવ જોઉ છું તે ખરેખર છે. કાકા, રાજ્યની શી ખબર છે ?

ચંદ્ર–ભેટીને) ભાઈ તમને દેશવટો મળ્યા બાદ આ શીળવતી રાજપુત્રી પર પિતાજીએ પોતાને તાબે કરવા ઘ-ણો જુલમ માંડ્યો. પણ તેથી ન ડરતા તમારાજ નામનું સ્મરણ નીશદીન કર્યા કરતી. છેવટે જ્યારે બહુજ જુલમ તે પર થયો, ત્યારે ઘુમલી પર અચાનક થોડા દુશ્મનો ચ-ડી આવ્યા; તેમાં સાહાજી સાગા થતાં મૃત્યુ પામ્યા.

**હાલા**–અરે રે ! મારા પિતાજીનુ મરણ થયુ શું ? હાય હાય !

**ચંદ્ર**–ભાઈ તમે પિતૃ ભક્તિથી દિલગીરી કરો તે

બ્યાજબી છે પરંતુ પરમ દયાળુ પરમેશ્વરથી તે અધર્મ કૃત્ય કેમ શંખાય?

હાલા–પછી કેમ થયું?

ચંદ્ર–ત્યાર પછી મારો તથા પ્રધાનજીનો વિચાર આપની શોધે નિકળવાનો થયો. પરંતુ સતીસોને અમને અટકાવી, પોતે જાતેજ નિકળવા કર્યું. અમે ઘણી રીતે સમજાવતાં પણ, "હાય! મારો પતી વને રખડી રઝડી અસહ્ય દુઃખ વેઠી દિવસો નિર્ગમન કરે; અને હું અહીં સુખેથી રહું? તેમ કદી થવાનું નથી". એવોજ તેનો જવાબ. છેવટે આ તેની હીંમતવાન અને બહાદુર દાસીયોને સાથે લઈ આપની શોધે નીકળી. તેની વાંસે હું પણ તેમની ગુપ્ત રીતે રક્ષા કરવા નિકળ્યો. આ સ્થળે આપને મૃત્યુ પામેલા જોઈ, સર્વે બળી મરવા નિશ્ચય કર્યો તેટલામાં આ મહાન યોગીરાજે આવી આપને સજીવન કર્યા.

હાલા૦—(યોગી તરફ જઈ.) રાગ.

[ધરો માથે મુગટ વિશાળ મતી થયો હર્શ અતી.]

નમું પાયે (૨) યોગીંદ્રરે દુખહારી કરૂણાકારી. નમું.

મૃત્યુથકી મુને નાથ બચાવ્યો, દુખરૂપી તન તાપ સમાવ્યો;

સર્વ–છે સર્વે અમો આભારી નમું પાયે.

ઈશ સ્વરૂપછો આપ ખરેખર, ભક્ત વત્સલછો આપ નીરંતર;

હાલા૦—દુઃખીજાણી અહીં લીધો ઉગારી, કરૂણાકારી, નમુંપાયે

યોગ—હાલામણ તથા સોનને તુમ દંપત્તી સર્વદા સુખી રહો ઐશા હમેશ આશીર્વાદ હો બચ્ચા, અબ જ-

દ્દીસે તુમેરા રાજ્યમે જાકર, તુમેરા બિયોગસે સબ પ્રજા બિહવળ હુઇહેં ઉસકું શાન્ત કરો.

**હાલા૦**—અહોત અચ્છા ગુરૂ મહારાજ. ( જોગી જાય છે. ) ( સોનને. ) પ્યારી તારો ગાઢપ્રેમ, તારી હીંમત, અને શૂર જોઈ હું ઘણોજ અજાએબ થાઉં છું.

**સોન**—પ્યારા એમ મોટાઈ દઈ મને શરમાવો નહીં. મારી ફરજ પ્રમાણે મેં કરયું હવે આપની પ્રત્યે મારી એક નમ્ર વિનંતી છે.

**હાલા૦**—શું પ્યારી? કહો.

**સોન**—હવે એક પણ ક્ષણ ન રોકાતાં.

**રાગ બિભાસ.**

ચાલો ચાલો ચાલો સ્વામી, જઈએ ઘુમલીરે;<br>
જઈએ ઘુમલીરે પતી, જઈએ ઘુમલીરે. ચાલો.<br>
પ્રજા બહુ દૂખી હશે, વિયોગનો નાશ થશે;<br>
રાહ બહુ જોતી હશે, વ્હાલી ઘુમલીરે. ચાલો.<br>
આભપરો જોતો વાટ, નાખ્યા કેમ પૂછે વાત;<br>
બેસીને વિણુંને ઘાટ, વ્હાલી ઘુમલીરે, ચાલો.<br>
આપ સંબંધીને મળો, દૂખ સહુ દૂર કરો,<br>
વિયોગી સંકટ હરો, જઇ ઘુમલીરે. ચાલો.

**હાલા૦**—બહુ સારૂ પ્રિયા ચાલો.

( સર્વ જાય છે. )

## સમાપ્ત.

# અગાઉથી આશ્રય આપનાર સાહેબોના મુબારક નામો.

૭૫ નેકનામદાર પાટવીકુમાર શ્રી ભાવસિંહજી સાહેબ.
૫ પા. લીલાધર.
૪ જેઠવા પુંજાજી ગોવાભાઇ પોરાણા. ભાયાત ( છાયા. )
૨ રા. રા. રણછોડદાસ નારણજી હેડ માસ્તર.
૨ શા. દેવચંદવંદ્રાવન લાયબ્રેરીયન
૧ હાજી ઇશમાલ શકુર
૧ શેઠ. હરખચંદ વીરજી.
૧ ઠાકાર મેઘજી દયારામ.
૧ પોસ્ટમેન રેવાશંકર.
૧ ઠા. કરમાનંદાશ મુળજી.
૧ શા. રામજી હરજીવન.
૧ શેઠ વશનજી મુળજી
૧ કાશીનાથ શંકરલાલ
૧ ઠ. પરશોતમ ઓધવજી.
૧ ઠા. હરીદાસ હીરાજી.
૧ રા. રા. શીવલાલ રણછોડજી.
૧ રા. રા. ત્રંબકલાલ રાઘવજી.
૧ રા. રા. અનંતરાય કલ્યાણરાય
૧ રા. રા. રણછોડદાસ ગોવરધનદાસ
૧ શેઠ. નાગરદાસ જગજીવન.
૧ ઠા. જેરામ જાદવજી.
૧ નારાણજી ગોરધન.
૧ રા. લક્ષ્મીશંકર મુરારજી.
૧ ઠા. પરમાણંદ કલ્યાણજી.
૧ ઠા. હરીદાસ મોનજી.
૧ ગાંધી કાળીદાસ રામજી.
૧ ગાંધી અમેચંદ અમૃતલાલ.
૧ ખવાશ જેઠા ગોવીંદ હજુરી.
૧ ભણસારી જીવરાજ સુંદરજી.
૧ ખવાશ કહાનજી પુંજા.
૧ સુતાર જીવન જેઠા.
૧ શા ઝવેરચંદ કેશવજી.
૧ સોની દેવચંદ લાધા.
૧ જોશી રામજી રવજી.
૧ કેશવ આલા.
૧ કાળીદાશ કરશન દરજી.
૧ માસ્ત્રા પીતાંબર વીરજી.
૧ માસ્ત્રી ગોકળ ગનજી.
૧ ભટ કેશવલાલ ઝીણા.
૧ ખત્રી ખેતશી વેલજી સોનેચી.
૧ ખત્રી ગોપાળજી મુળજી.
૧ ખત્રી જેઠા રામજી.
૧ ખત્રી નાનજી કુરજી. (અમરેલી)
૧ ખત્રી ગાંડા રવજી.
૧ ખત્રી માંડા રામજી. ”
૧ ખત્રી બેચર રામજી. (ધોરાજી.)
૧ ખત્રી રણછોડ નાનજી. જેતપુર.
૧ ખત્રી ગોવીંદલાલ ચત્રભુજ (નવા નગર.)

૧ મેગણુ કરીમતાર.
૧ ફકીર સુમાર બાકુબ.
૧ ઠા. મુળજી ઉકા
૧ શા. ભગવાનદાસ જેચંદ.
૧ સુતાર દામજી ભાગજી.
૧ શા. હરજીવન દેવજી.
૧ શા. હીરાચંદ નેમીદાસ.
૧ શા. દેવીદાસ કહાનજી.
૧ શા. લક્ષ્મીદાસ ગોકળદાસ.
૧ શા. ઝવેરચંદ ઇંદ્રજી.
૧ પોકરણા ભગવાનદાસ રણછોડ
૧ શોની લાલજી જેઠા.
૧ સોની કાળીદાસ જીવન.
૧ સોની આમજી ગોવીંદ.
૧ ઠા. નાનજી ડોશા.
૧ શા. લીલાધર હીરાચંદ.

## ભુજ.

૫ રા. રા. રતિલાલ બાપાલાલ દીવાનજી.
૧ રા. રા. ધનજી બળદેવજી.
૧ રા. રા. ભોગીલાલ હરીદાસ.
૧ રા. રા. દલપતરામ શીવજી.
૧ રા. રા. મુરારજી રવજી.
૧ રા. રા. વ્રજલાલ કરશનજી. મહેતા.
૧ રા. રા. ગુલાબશંકર દુલેરાય.
૧ વિજયરંગ આર્ય સુધર્મ સૂચક કંપની.
૧ સગુણલાલ ભીકમજી.
૧ વિશ્વનાથ રઘુનાથજી.
૧ બેચરલાલ ભવાનીદાસ.
૧ પઠાણ લતીફખાં શેરખાં.
૧ વેણુ હસમાલ આજુમીયા.

## અડવાણા.

૧ મી. મુસેફ છગનલાલ પોલીસ ફોજદાર સાહેબ.
૧ ઠા. કરશનજી ભાણજી કારકુન

## ભાખરલા.

૧ ઠા. આગરશી સુંદરજી.
૧ ઠા. સુંદરજી સામજી.

## મોઠવારા.

૧ સરયુ ગોવરધન.
૧ દેવજી ડોશા માસ્તર.

## મુંબઇ.

પ્રીય મિત્ર દામોદર ભોવાનમાફરત
૧૦ શા. પરમાણંદ નથુ.
૧૦ ઠા. રેવાશંકર મોનજી.
૧ શા. ફુલચંદ શોભાગચંદ.
૧ શા. કચરા.
૧ શા. લાલચંદ ધનજી.
૧ ઠા. ગોવરધનદાસ તુલસીદાસ.
૧ જોશી બેચરલાલ હરખજી.
૧ શા. મુલચંદ.
૧ શા. તારાચંદ કીરચંદ.
૧ ઠા. હરીદાસ સામજી.
૧ ઠા. પરસોતમ ધરમસી.
૧ સોની રણછોડ લખમણ.

૧ શા. શવચંદ જશરાજ.

**વીરપુર.**

ઠાકોર સાહેબ સુરસિંહજી.

**લખતર.**

મહેરબાન લખતર દરબાર.

**ભાયાવદર.**

૩ શેઠ હંસરાજ વાલજી.
૨ ખોજા લાધા વેલજી.

**જેતપુર.**

૧ ભણશાળી જાદવજી વશરામ.
૧ લુવાર જેઠાભાઈ.
૧ મથુરાદાસ માવજી.

**નવાગઢ.**

૨ વેલજી જેઠાભાઈ.
૧ ઠા. માધવજી પરસોતમ.

**ગોંડલ.**

૧ ખવાસ નારાયણ વાલા.

**રાજકોટ.**

૧ જટાશંકર દયાશંકર ઓઝા.
૧ ગોવીંદ નથુ બુટલેર.
૧ સખારામ સહુજી કોચમીન.
૧ ખીસ્તી મોતીભાઇ ગોવીંદભાઇ

**સુદામણા.**

૧ મગનલાલ જુઠા.

**કંડોરણા ( રાણાનું )**

૨ જાદવજી નારાણજી.
૧ આણંદજી રવજી.

**કોચીન.**

૧ શા. દેવચંદ ચત્રભુજ.